ભગવાનશ્રીકુંદકુંદ-કહાનજૈનશાસ્ત્રમાળા. પુષ્પ-૬.

અનાદિ અજ્ઞાનથી દુઃખિત જીવોને શાંતિનું પાન કરાવતાં

# અમૃત ઝરણાં

સં. ૨૦૦૦ ના પર્યુષણ દરમ્યાન

સત્તાસ્વરૂપ ઉપરના પૂ૦ સદ્‌ગુરુદેવ

શ્રી કાનજીસ્વામીનાં

પ્રવચનો.



:: પ્રકાશક ::
શ્રી જૈન સ્વાધ્યાય મંદિર ટ્રસ્ટ.
સોનગઢ



મૂલ્ય ૦-૬-૦ છ આના.

ૐ

શ્રી સદ્ગુરુદેવાય નમ

# 卐 પ્રસ્તાવના 卐



૧ સત્તાસ્વરૂપ નામનુ શાસ્ત્ર શ્રીમાન પ ભાગચદજીએ હિંદીમા બનાવેલ છે, તેનુ ગુજરાતી ભાષાતર આ સસ્થા તરફથી સ ૨૦૦૦ ના ફાગણ સુદ ૨ ના રોજ પ્રગટ થયેલ છે

૨ તે શાસ્ત્રમા મુખ્યપણે બે વિષયો લેવામા આવ્યા છે (૧) અર્હંતદેવનુ સ્વરૂપ અને (૨) સર્વજ્ઞની સિદ્ધિ આ બન્ને વિષયો તે શાસ્ત્રમા ઘણા સ્પષ્ટપણે સમજાવવામા આવ્યા છે

૩ ઘણા લોકો એવુ કહે છે કે 'તત્ત્વનિર્ણય આ કાળે થઈ શકે નહિ' પણ આ માન્યતા સ તર જુઠી છે અને તત્ત્વનિર્ણયરૂપ ધર્મ બાળક-વૃદ્ધ, રોગી-નિરોગી, ધનવાન-નિર્ધન, સુક્ષેત્રી-કુક્ષેત્રી ઈત્યાદિ સર્વ અવસ્થામા અને સર્વકાળે પ્રાપ્ત થવા યોગ્ય છે એમ તેમા કહ્યુ છે અને જેઓ તત્ત્વનિર્ણય નથી કરતા તેમના પૂજા સ્તવન, દર્શન, ત્યાગ, તપ, વૈરાગ્ય, સયમ, સંતોષ વગેરે બધાય કાર્યો અસત્ય છે, માટે સત્ય આગમનુ સેવન, યુક્તિનુ અવલબન, પરપરા ગુરુઓનો ઉપદેશ અને સ્વાનુભવદ્વારા તત્ત્વનિર્ણય અવશ્ય કરવો જ જોઈએ એમ તે શાસ્ત્રમા જણાવ્યુ છે

૪ સમ્યગ્દર્શન તે ધર્મનુ પહેલુ પગથિયુ છે અને તે તત્ત્વનિર્ણય વગર થઈ શકે જ નહિ માટે તે પ્રાપ્ત કરવા જીવોને ખાસ ભલામણ કરી છે

૫ માત્ર કુળધર્મથી માન્યતા કરવાથી, પછી તે સાચા વીતરાગદેવની હોય તોપણ, જીવનુ ગૃહીતમિથ્યાત્વ જતુ નથી અને ગૃહીતમિથ્યાત્વ ગયા વગર અનાદિથી ચાલ્યુ આવતુ અગૃહીતમિથ્યાત્વ

ટળે નહિં, માટે ગૃહીતમિથ્યાત્વનુ સ્વરૂપ અને તેને મટાડવાનો ઉપાય ઉપરના શાસ્ત્રમાં પાનાં ૧૬ થી ૩૦ સુધી ઘણી સુંદર રીતે બતાવવામાં આવ્યા છે.

૬. મુમુક્ષુ જીવો પોતાનો સંસાર તરફનો રાગ ફેરવીને સદેવ-સદ્ગુરુ અને સત્શાસ્ત્રને ઓળખીને તેમની તરફ ન લઇ જાય ત્યાં સુધી તેને ગૃહીતમિથ્યાત્વ ટળતું નથી, માટે મુમુક્ષુ જીવોને પ્રથમ રાગ કઈ દિશામાં બદલાવવો, તે પણ આ શાસ્ત્રમાં કહ્યું છે; અને તેવા મુમુક્ષુને પ્રથમ કેવા પ્રકારનો રાગ હોય તે બધા જીવો સમજી શકે માટે પૂં. સદ્ગુરુદેવ શ્રી કાનજીસ્વામીએ સં. ૨૦૦૦ ના પર્યુષણ દરમ્યાન આઠ દિવસ આ શાસ્ત્રનાં પાનાં ૧ થી ૨૪ ઉપર વ્યાખ્યાનો કર્યાં છે તે વ્યાખ્યાનો જિજ્ઞાસુ જીવોને સમજવા માટે પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે.

## મુમુક્ષુઓને વિનંતિ.

૭. આ વ્યાખ્યાનોનો સૂક્ષ્મદૃષ્ટિથી અભ્યાસ કરવો, કેમકે સત્શાસ્ત્રનો ધર્મબુદ્ધિવડે અભ્યાસ તે સમ્યગ્દર્શનનુ કારણ છે. આ ઉપરાંત નીચેની બાબતો ધ્યાનમાં રાખવી.

(૧) સમ્યક્ત્વસન્મુખ જીવનો, રાગ, પ્રથમ સંસાર પ્રત્યેથી ખસીને સદેવ-સદ્ગુરુ સત્શાસ્ત્ર તરફ વળે છે, પરંતુ તેઓ તે રાગમાં ધર્મ માનતા નથી. સમ્યગ્દર્શનથી જ ધર્મની શરૂઆત થાય છે.

(૨) સમ્યગ્દર્શન પામ્યા સિવાય કોઈપણ જીવને સાચાં વ્રત, સામાયિક, પ્રતિક્રમણ, તપ, પ્રત્યાખ્યાન વગેરે હોય નહીં. કેમકે તે ક્રિયા, પ્રથમ પાંચમે ગુણસ્થાને શુભભાવરૂપે હોય છે.

(૩) શુભભાવ જ્ઞાની અને અજ્ઞાની બન્નેને થાય છે પણ અજ્ઞાની તેનાથી ધર્મ થશે એમ માને છે; અને જ્ઞાની (તે હેય બુદ્ધિએ હોવાથી) તેનાથી કદી ધર્મ થાય નહીં એમ માને છે.

(૪) આ ઉપરથી શુભભાવ કરવાની ના પાડવામાં આવે છે એમ સમજવું નહીં પણ તે શુભને ધર્મ માનવો નહીં કે તેથી ક્રમે ક્રમે ધર્મ

થશે એમ માનવું નહીં. કેમકે અનંત વીતરાગીએ તેને બંધનું કારણ કહ્યું છે.

(૫) એક દ્રવ્ય બીજા દ્રવ્યનું કાંઈ કરી શકે નહીં, પરિણમાવી શકે નહીં, પ્રેરણા કરી શકે નહીં, અસર, મદદ કે ઉપકાર કરી શકે નહીં, લાભ નુકશાન કરી શકે નહીં, મારી જીવાડી શકે નહીં, સુખ દુઃખ આપી શકે નહીં એવી દરેક દ્રવ્ય-ગુણ-પર્યાયની સંપૂર્ણ સ્વતંત્રતા અનંત જ્ઞાનીઓએ પોકારી પોકારીને કહી છે.

(૬) જિનમતમાં તો એવી પરિપાટી છે કે પહેલાં સમ્યક્ત્વ હોય પછી વ્રત હોય; હવે સમ્યક્ત્વ તો સ્વ-પરનું શ્રદ્ધાન થતાં થાય છે. તથા તે શ્રદ્ધાન દ્રવ્યાનુયોગનો અભ્યાસ કરતાં થાય છે; માટે પહેલાં દ્રવ્યાનુયોગ અનુસાર શ્રદ્ધાન કરી સમ્યગ્દૃષ્ટિ થવું.

(૭) પહેલે ગુણસ્થાને જિજ્ઞાસુ જીવોને સત્શાસ્ત્રનો અભ્યાસ, વાંચન-મનન, જ્ઞાની પુરુષનો ધર્મોપદેશ સાંભળવો, નિરંતર તેમના સમાગમમાં રહેવું, દેવદર્શન, પૂજા, ભક્તિ, દાન વગેરે શુભ ભાવો હોય છે. પરંતુ પહેલે ગુણસ્થાને સાચાં વ્રત, તપ વગેરે હોતાં નથી.

(૮) આ વ્યાખ્યાનોમાં ગૃહીત તથા અગૃહીતમિથ્યાત્વનું સ્વરૂપ આપવામાં આવ્યું છે તથા દાન વિગેરેનું જે સ્વરૂપ આપ્યું છે તે ખાસ ફરીફરી વાંચી વિચારવા વિનંતિ છે.



સ્વ પારેખ લીલાધર ડાહ્યાભાઈ-રાજકોટ.

જન્મ વિ સં ૧૯૩૯      દેહોત્સર્ગ વિ. સં ૨૦૦૧

ફીનીક્ષ પ્રી વર્કસ, અમદાવાદ.

રાજકોટના રહીશ પારેખ લીલાધર ડાયાભાઈ સનાતન જૈનધર્મના એક ચુસ્ત અનુયાયી હતા, અને પૂ. સદ્‌ગુરુદેવના એક મહાન ભક્ત હતા. સં. ૨૦૦૧ ના ચૈત્ર સુદ ૮ ના રોજ તેઓનો દેહોત્સર્ગ થતાં તેમનાં ધર્મપત્ની જેકુવર બેન તરફથી આ પુસ્તક આત્મધર્મના ત્રીજા વર્ષના ગ્રાહકોને સ્વાધ્યાય અર્થે ભેટ આપવા માટે આ સંસ્થાને રૂા. ૧૦૦૦) ભેટ આપવામાં આવ્યા છે. આ રીતે સ્વર્ગસ્થ પારેખનો જ્ઞાનની પ્રભાવનાનો હેતુ તેમણે અમલમાં મૂક્યો છે તે અભિનંદનને પાત્ર છે.



# —:: વિષયાનુક્રમ ::—

| વિષય | પૃષ્ઠ |
| --- | --- |

| વિષય | | પૃષ્ઠ |
|---|---|---|

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| જિજ્ઞાસુને સાધર્મીપ્રેમ હોય | ૬૪ |
| સ્વ પરનો વિવેક [ ડોશીનું દૃષ્ટાંત ] | ૬૪ |
| આચાર્યોના અધ્યાત્મરસનો ગૂંજારવ કોને રુચશે ? | ૬૫ |
| દાનનો ઉપદેશ—દાન કરવાથી પૈસા ખૂટી જતા નથી | ૬૫ |
| બહેનોનો દાનાદિ કાર્યોમાં હક્ક | ૬૫ |
| બહેનોનું જીવન માત્ર રસોડા માટે નથી | ૬૫-૬૬ |
| બાહ્યજૈન અને અંતરજૈન | ૬૬ |
| સંપૂર્ણ વીતરાગી અને સંપૂર્ણ રાગી | ૬૬ |
| જૈન એટલે જિનેશ્વરના લઘુનંદન | ૬૭ |
| નિમિત્તનો સ્વીકાર અને તેની હદ | ૬૭ |
| ગણધરો અને ઇન્દ્રોની સમજપૂર્વક જિનભક્તિ | ૬૭ |
| જૈનમાં કોણ રહી શકે ? | ૬૮ |
| હીનોતરીની [ આત્માના હીનાગમ સ્વરૂપની ] હિંસા | ૬૮ |
| વીતરાગના ભક્તનો વીતરાગ શાસન પ્રત્યેનો ઉલ્લાસ | ૬૮ |
| સાચા દેવ-ગુરુ-ધર્મ પ્રત્યે ઉત્સાહ ન આવવાનું કારણ શું હોવું જોઈએ ? | ૬૯ |
| સાચા દેવ-ગુરુ પ્રત્યે જેને પ્રેમ નથી તે ફુનગ સ્ત્રી જેવા છે | ૭૦ |
| વિચાર કરવા માટે મથકારની ભલામણ | ૭૧ |
| સાચું ધર્મીપણું ક્યારે આવે ? | ૭૨ |
| ખાસ ધ્યાનમાં રાખવાયોગ્ય પુણ્ય પાપ અને ધર્મનું સ્વરૂપ | ૭૨ |
| શુદ્ધક્રિયા અશુદ્ધક્રિયા અને જડનીક્રિયા | ૭૨-૭૩ |
| પુણ્યથી ધર્મ કેમ નથી ? | ૭૩ |
| અવિનાશી સુખની પ્રાપ્તિનો માર્ગ | ૭૩ |
| | ૭૩ |





श्री सर्वज्ञवीतरागाय नमः ।

# અમૃત ઝરણાં

## પરમપૂજ્ય પરમોપકારી શાસનસમ્રાટ્ અધ્યાત્મયોગી સદ્‌ગુરુદેવ શ્રી કાનજીસ્વામીનાં

## સત્તાસ્વરૂપ પર પ્રવચનો*



શ્રાવણ વદ ૧૨ બુધવાર

" ૐ શ્રી સર્વજ્ઞાય નમઃ " એમાં પ્રથમ ૐ એ તીર્થંકર ભગવાનનો એકાક્ષરી દિવ્યધ્વનિ છે. પૂર્ણાનંદ દશા પ્રગટે છે ત્યારે તીર્થંકર ભગવાનને ' ૐ ' એવો સહજ ધ્વનિ ઇચ્છા વિના પૂર્વના પુણ્ય-બંધને કારણે છૂટે છે. ત્યાં તીર્થંકરની ધર્મસભામાં ગણધરદેવ હોય છે-તે અનેક લબ્ધીધારી હોય છે, તે ગણધરદેવ ભગવાનનો ૐકાર ધ્વનિ ઝીલીને શાસ્ત્ર રચના કરે છે, તેથી પ્રથમ ૐ મૂકયો છે, તે વાણી સર્વજ્ઞ વીતરાગ અરિહંતદેવને જ હોય છે.

આ શાસ્ત્રનું નામ ' સત્તાસ્વરૂપ ' છે; સત્તાસ્વરૂપ એટલે જેમ છે તેમ હોવાપણું નક્કી કરવું તે. સત્તા એટલે 'છે', છે તેની વાત છે.

---

* સં. ૨૦૦૦ ના પર્યુષણ દરમ્યાન સત્તાસ્વરૂપના પાના ૮૪ સુધીના પ્રવચનો થયા હતા, તે પ્રવચનો આ પુસ્તકમાં પ્રકાશિત કરવામાં આવ્યા છે

## શાસ્ત્રકારનું મંગળિક

**મંગલમય મંગલકરણ, વીતરાગવિજ્ઞાન;**
**નમો તેહ જેથી થયા, અરહંતાદિ મહાન.**

મંગળિકમાં વીતરાગીવિજ્ઞાનને નમસ્કાર કર્યા છે; અરિહંત-સિદ્ધ વગેરે જે મહાન થયા તે વીતરાગીવિજ્ઞાનથી થયા છે; વકીલાત કરવાની કળા, ડૉકટરની કળા એમાં વીતરાગીવિજ્ઞાન નથી, એને તો દૂરથી જ 'નમો નારાયણ' હોય એટલે કે તેનો તો ત્યાગ હોય; અને આ વીતરાગીવિજ્ઞાનનો જ આદર હોય, તેનાથી જ અરિહંત કે સિદ્ધ વગેરે મહાન થયા છે. એકલું વીતરાગ કે એકલું વિજ્ઞાન કહ્યું નથી, પણ વીતરાગવિજ્ઞાન એમ બન્ને સાથે કહ્યાં છે.

તે વીતરાગવિજ્ઞાન કેવું છે? કે તે પોતે જ મંગલમય છે-પોતે જ મંગળિક સ્વરૂપ છે; આમ કહીને પહેલાં તો મંગળિકને અભેદ લઈ લીધું છે. વીતરાગ વિજ્ઞાનથી સ્વરૂપની સંપદા પ્રગટી છે અને પુણ્ય-પાપની આકુળતાનો નાશ કર્યો છે તેથી તે વીતરાગવિજ્ઞાન પોતે જ મંગલસ્વરૂપ છે.

વીતરાગવિજ્ઞાન એટલે પૂર્ણ સમ્યગ્જ્ઞાન, તે પોતે જ મંગળમય છે અને મંગળનું કારણ છે. સાચું જ્ઞાન-વીતરાગીજ્ઞાન-તત્ત્વજ્ઞાન-આત્મજ્ઞાન તે મંગલસ્વરૂપ છે અને મંગળિકનો ઉપાય પણ તે જ છે, આત્માની સ્વરૂપ સંપદા પામવારૂપ મંગળનું તે કારણ છે, તેથી તેને અહીં શાસ્ત્રની શરૂઆતમાં શાસ્ત્રકાર નમસ્કાર કરે છે. એ વીતરાગીવિજ્ઞાન વડે જ અરિહંતાદિ મહાન થયા છે. વીતરાગીવિજ્ઞાનને પામીને જ પંચપરમેષ્ઠિઓ આત્મતત્ત્વને પામ્યા છે.

આ ગ્રંથના કર્તા પંડિત ભાગચંદજી ગૃહસ્થ હતા. ગૃહીત-મિથ્યાત્વ છોડાવવા માટે ઘણી જ અસરકારક રીતે તેમણે આ ગ્રંથમાં કથન કર્યું છે. વર્તમાનમાં જીવો જૈન સંપ્રદાયને પામ્યા છે, પણ સાચા દેવ-ગુરુ-શાસ્ત્રનો નિર્ણય કરતા નથી. વળી કોઈ જીવ માત્ર

સાચા દેવ-ગુરુ-શાસ્ત્રનો નિર્ણય કરે, પણ આત્મ તત્ત્વનો નિર્ણય કરે નહિ તો શુભભાવ થાય, પણ ધર્મ ન થાય; તથા સાચા દેવ-ગુરુ-શાસ્ત્રને ઓળખ્યા વિના અને તેની ભક્તિ પ્રગટયા વિના આત્મા ઓળખાય નહીં; માટે પહેલાં આ સત્તાસ્વરૂપમાં દેવ-ગુરુ-શાસ્ત્રનું સાચું સ્વરૂપ બતાવશે.

"સર્વ જીવો સુખને ઇચ્છે છે." જે કામ કરવા ઇચ્છે તે સુખ મેળવવા માટે જ ઇચ્છે છે, દરેક ક્રિયામાંથી સુખ મેળવવા માગે છે: બીજાને મારે તે પણ સુખને માટે, પરવસ્તુની ચોરી કરે તે પણ સુખને માટે, જુઠું બોલે તે પણ સુખને માટે, પૈસા વગેરેનો પરિગ્રહ કરે તે પણ સુખને માટે, એ રીતે અનેક જાતનાં પાપ કરીને પણ સુખ મેળવવા માગે છે; માટે સુખ તો દરેક આત્માને વહાલું છે, પણ સુખના સાચા ઉપાયની અનાદિકાળથી ખબર નથી. અહીં બધા ધર્મ સાંભળવા આવ્યા છે શા માટે? દરેક સુખને માટે જ આવ્યા છે. જીવોએ અનંતકાળમાં તત્ત્વનો યથાર્થ નિર્ણય કર્યો નથી, તત્ત્વનો નિર્ણય કરે તો તેમાં રમણતાનો ભાવ થયા વિના રહે નહિ, અને તત્ત્વમાં રમણતા હોય તો આ દુઃખ હોય નહીં.

દરેક જીવને સુખ પ્રિય છે એ વિષે તો કોઇને પૂછવા જવું પડે તેમ નથી.-દરેક કાર્યમાં સુખને માટે જ ઝાવાં નાખે છે. સ્વર્ગના દેવ કે નરકના નારકી, તીર્યંચ કે મનુષ્ય, ત્યાગી સાધુ કે ગૃહસ્થ વગેરે બધા સુખને જ માટે ઝંખના કરે છે; એ સુખ કેમ થાય? શું એ સુખ બહારથી પૈસા વગેરેમાંથી આવતું હશે? તો કહે છે કે ના; તે સુખ રાગ-દ્વેષરૂપ ભાવકર્મનો નાશ કરતાં પ્રગટે છે. ભાવકર્મનો નાશ કરતાં આઠે પ્રકારના દ્રવ્યકર્મનો નાશ થાય છે, અને સર્વ-કર્મનો નાશ થતાં સ્વતંત્ર સુખ પ્રગટે છે.

સુખ બહારથી આવતું નથી, પણ અંદરથી જ પ્રગટે છે. બહારમાં કયાં સુખ છે? શું શરીરના લોચામાં સુખ છે, પૈસામાં છે, સ્ત્રીમાં છે, કયાં છે? બહારમાં તો ધૂળ-જડ દેખાય છે, શું જડમાં આત્માનું સુખ હોય? ન જ હો[illegible] તે પર વસ્તુઓમાં સુખની

ખોટી કલ્પના અજ્ઞાની જીવે કરી નાંખી છે; પરમાં સુખ છે નહિ. કદી પરમાં સુખ જેવું પણ નથી છતાં મૂઢતાએ કલ્પ્યું છે. અયથાર્થને યથાર્થ માને તેથી કાંઈ પરિભ્રમણનું દુઃખ ટળે નહિ સુખસ્વભાવની ખબર નથી તેથી સ્વભાવથી વિરુદ્ધ ભાવ કરી રહ્યો છે, અને તેના કારણે આઠ પ્રકારનાં કર્મો બંધાય છે તેથી આકુળતાનો ભોગવટો કરે છે, પણ જો સ્વભાવનું ભાન કરે અને સ્વભાવથી વિરુદ્ધ જે રાગ-દ્વેષના ભાવ તેનો નાશ કરે તો સર્વે કર્મો ટળી જાય અને દુઃખ ટળીને સુખ થાય. જે પરમાંથી સુખ લેવા માગે છે તે મૂઢ છે. મોટી સભામાં મારો આદર કર્યો માટે ઠીક થયું એમ માનવું તે મૂઢતા છે માન-અપમાનથી કાંઈ આત્માની શાંતિ થાય તેમ છે? રાજા વગેરેને અનેક માણસો ખમા ખમા કરતાં હોય, પણ આંખ મીંચાયે શું સરવાળો? શું એમાં ક્યાંય સુખ છે? સુખ તો સર્વ કર્મના નાશથી પ્રગટે છે, પણ ખોટા જોરથી પ્રગટતું નથી તાળું ઉઘાડવા માટે જોર ન ચાલે, હથોડાથી તાળાં ઉઘડે નહિ, પણ તૂટી જાય, અને યુક્તિપૂર્વક ચાવી લાગુ પાડે તો ફટ ઉઘડી જાય, તેમ આઠ કર્મનો નાશ એટલે કે વિકારી ભાવનો નાશ કર્યા વિના ખોટા જોરથી સુખ પ્રગટતું નથી. 'સાચું સમજવાનું શું કામ છે, આપણે મહેનત કરવા માંડો એટલે સુખ પ્રગટી જશે' એમ ખોટા જોરથી કોઈને સુખ પ્રગટે નહિ.

જેનો જે સ્વભાવ હોય તેને જેમ છે તેમ, તે રીતે સમજે તો તે પ્રગટે. જેમ ભાવનગર જવું હોય તો ભાવનગરનો રસ્તો જાણવો પડે, પણ 'રસ્તો જાણવાનું શું કામ છે, એમને એમ ચાલવા માંડો' એમ ભાવનગર પહોંચાય નહીં-આ તો દ્રષ્ટાંત છે, તેમ સુખનો ઉપાય સમજે તો સુખ પ્રગટે, પણ સાચો ઉપાય જાણ્યા વિના ખોટા જોરથી સુખ પ્રગટે નહીં સુખ કર્મોના નાશથી પ્રગટે છે, કર્મનો નાશ ચારિત્રથી-વીતરાગદશાથી થાય છે, અને ચારિત્ર એટલે અંતર સ્વ-રૂપમાં રમણતા તે સમ્યગ્દર્શન-સમ્યગ્જ્ઞાનથી પ્રગટે છે. આ સિવાય બીજી રીતે કોઈ દિવસ સુખ પ્રગટે નહીં.

હવે કોઈ કહે કે ચારિત્ર એટલે શું? તો તેને કહે છે કે ચારિત્ર

બહારમાં નથી; ઉપકરણ કે વસ્ત્રમાં ચારિત્ર નથી; પણ આત્મા અનંત ગુણનો પિંડ છે, તેનું જ્ઞાન કરીને તેમાં થંભી જવું તે જ ચારિત્ર છે; તે ચારિત્ર તો મુનિપણામાં હોય છે. પ્રથમ અતિચાર રહિત આત્માની શ્રદ્ધા કર્યા પછી જ સ્વરૂપરમણતારૂપ ચારિત્ર થાય છે. આત્મા અનંતગુણનો નિર્મળ પિંડ છે, તેની શ્રદ્ધા અને એકાગ્રતાના જોરે ક્ષણિક વિકારનો નાશ થાય છે; પણ વિકાર મારો છે–એવી વિકારની શ્રદ્ધાથી વિકારનો નાશ થાય નહીં. વિકારનો નાશ કરવા માટે જોર કયાંથી આવશે ? તે જોર પર વસ્તુમાંથી નહિ આવે, વિકારમાંથી નહિ આવે, નિર્મળ અવસ્થામાંથી પણ તે જોર નહિ આવે, પણ દર્શન, જ્ઞાન, આનંદ વગેરે અનંત ગુણોથી અભેદસ્વરૂપ વસ્તુ છે–( જેમાં પર નહિ, વિકાર નહિ, અને વર્તમાન અવસ્થા જેટલી પણ નહીં–એવી વસ્તુ ) તેમાંથી જોર આવે છે. એ વસ્તુની શ્રદ્ધા તે સમ્યગ્દર્શન છે. સમ્યગ્દર્શનમાં એવું શું છે કે પહેલાં જ તેની વાત કરી ? તેનું કારણ એ છે કે સમ્યગ્દર્શનનો વિષય આખી વસ્તુ છે, તે વસ્તુના જોરે જ ચારિત્ર પ્રગટે છે. શુદ્ધ નિર્મળ સ્વરૂપની શ્રદ્ધાના જોરે ચારિત્ર પ્રગટે છે અને રાગ દ્વેષનો નાશ થાય છે; માટે પહેલાં સમ્યગ્દર્શનની વાત કરી છે.

પ્રથમ સમ્યગ્દર્શન થતાં તથા ચારે અનુયોગદ્વારા મોક્ષમાર્ગમાં પ્રયોજનભૂત રકમોનું યથાર્થ જ્ઞાન થતાં ચારિત્ર પ્રગટે છે; ચાર અનુયોગ કયાં કયા છે તે કહે છેઃ–(૧) દ્રવ્યાનુયોગ–તેમાં આત્મવસ્તુની વ્યાખ્યા મુખ્યપણે હોય છે, (૨) ચરણાનુયોગ–તેમાં રાગ ઘટાડવા અને પરિણામ સુધારવા માટે નિમિત્તની પ્રધાનતાથી કથન હોય છે, (૩) કરણાનુયોગ–તેમાં પરિણામોની સૂક્ષ્મ વાત ગણિત અનુસાર હોય છે અને (૪) કથાનુયોગ–તેમાં મહાન પુરુષોના પવિત્ર આચરણની વ્યાખ્યા હોય છે; એ ચારે અનુયોગદ્વારા મોક્ષમાર્ગમાં પ્રયોજનભૂત રકમનું સંશય, વિપર્યય, અનધ્યવસાયાદિ રહિત યથાર્થ જ્ઞાન થતાં યથાર્થ ચારિત્ર થાય છે. પ્રયોજનભૂત રકમ એટલે કે મુદ્દાની રકમ તે ન સમજે અને બીજું બધું કરે તો, તે યથાર્થજ્ઞાન નથી. પ્રયો-

જનભૂત રકમ ન કબુલે પણ બીજું કબુલે એ ઉપર એક કાઠી-આપાનું દૃષ્ટાંત—

કોઈ એક વાણીયાની દુકાનેથી કોઈ કાઠીએ ૫૦૦-૭૦૦ રૂપીયાનો માલ તથા રોકડ ઉપાડયા હતા, પછી લાંબે ટાઈમે નામાનો હીસાબ મેળવવા બેઠા વાણીયો એક પછી એક રકમ બોલવા માંડયો કે આપા! (કાઠીને 'આપા' એવું સંબોધન કરવામાં આવે છે) આ બે શીફ઼ના ચાર આના, બરાબર? તો આપો કહે 'હા બરાબર', એ રીતે પાશેર મરચાં, સવાશેર તેલ, અઢીશેર ચોખા વગેરે પરચુરણ રકમો કબુલી; પછી જ્યાં મોટી રકમ આવી કે રૂ ૨૫) રોકડા લીધા છે, ત્યા આપો કહે-'હે ! રોકડા? શાલીનો જાણે છે જ કોણ? મે તો લીધા નથી' આપાએ નાની નાની રકમ કબુલી અને મૂળ રકમ ઉડાડી વાણીઓ સમજી ગયો કે ગજબ થઈ! મૂળ રકમ ઉડાડી, હવે આને ચોપડામાંથી કાઢવો શી રીતે? વળી આગળ મેળવવા માંડયુ તેમાં પાશેર હળદર વગેરે નાની નાની પાચ-સાત રકમ સ્વીકારી, પણ જ્યાં મોટી રકમ આવી કે રૂ. ૫૧) રોકડા, ત્યારે કહે અરે ભાઇ! હું તો એ જાણતો જ નથી. એમ મૂળ રકમ ઉડાડીને બીજી બધી કબુલ કરી, પણ મૂળ રકમ કબુલ કરી હોત અને નાની નાની બે ચાર રકમ ઉડાડી હોત તો તો એટલું નફામાં સમાઇ જાત, પણ આ મૂળ રકમ જ ઉડાડી તેનો મેળ કયાં ખાય? એ તો આપો ખૂટયો; તેમ શાસ્ત્રોમાં બીજાની ભક્તિ કરવાની, દયા પાળવાની એવી એવી વાત આવે ત્યા કબુલ કરે કે હા મા'રાજ! ભક્તિ વગેરે કરીએ તો 'ધર્મ' થાય એલા! પણ 'ધર્મ થાય' એમ કોણે કીધુ? ભક્તિથી ધર્મની વાત કોણે કરી? પરની દયા કે ભક્તિથી ત્રણકાળ ત્રણલોકમાં ધર્મ થતો નથી, એની વાત આવે ત્યા કહે-એ વાત અમને ન બેસે! એમ કહેનાર આપાએ (આત્માએ) ઉપરના દૃષ્ટાંતની જેમ પ્રયોજનભૂત રકમ ઉડાડી છે ભાઈ! પુણ્યની રકમ કબુલ કરી પણ તત્ત્વનો નિર્ણય કર નહિ-તો તારા દેણા ખૂટશે શી રીતે? દેણાના ભાર નીચે ચોરાશીમા મરી જઇશ. પુણ્યની વાત આવે તે કબુલ કરી, દયાની વાત કબુલી, પણ જ્યા મૂળ રકમ આવી કે દેવ-ગુરુ-

શાસ્ત્રના અને આત્માના યથાર્થ ભાન વિના ધર્મ થાય નહિ—ત્યાં આપો ( આત્મા ) ખૂટયો, મને એ વાત બેસતી નથી એમ કહીને આપો ( આત્મા ) ફટ છટકી જાય. અહીં તો કહ્યું છે કે ચારે અનુયોગદ્વારા મોક્ષમાર્ગમાં પ્રયોજનભૂત રકમનું સંશય, વિપર્યય અને અનધ્યવસાય આદિથી રહિત યથાર્થ જ્ઞાન થતાં યથાર્થ ચારિત્ર થાય છે અને ચારિત્રદશામાં આળસ-મદ વગેરે બધા દોષ દૂર થાય છે. જરૂરની રકમનું સંશયરહિત તથા વિપરીતતા રહિત યથાર્થ જ્ઞાન જોઈએ; જોઈએ; ઊંધું હોય તો ધર્મનો લાભ થાય નહીં, તેથી અધ્યવસાન રહિત "આવું કાંઈક ઊંડું ઊંડું લાગે છે પછી હોય તે ખરૂં" એ પણ ન ચાલે. સાચો માર્ગ તો આજ છે, આ માર્ગ સિવાય ત્રણકાળ ત્રણલોકમાં મુક્તિ નથી. કોઈને એમ થાય કે આ તો એકને એક જ વાત કહે રાખે છે, તો સત્યનો માર્ગ તો ત્રણેકાળે એકજ હોય.

આત્મા નિર્મળ છે; રાગ-દ્વેષ ક્ષણિક છે તે આત્માનુ સ્વરૂપ નથી, આત્મા પરનું કાંઇ કરી શકે નહિ. આ વાત સાંભળીને કોઈ કહે કે–અમે તો નજરો નજર જોઈએ છીએ કે આત્મા શરીરનું કરે છે, છતાં કેમ ના પાડો છો ? તો તેને કહીએ છીએ કે તેં નજરે શું જોયું ? શરીર તેના કારણે ચાલે ત્યાં માની બેઠા કે મેં હલાવ્યું, અને પાછો કહે નજરે જોયું. 'વછેરાંનાં ઇંડાં' જેવું નજરે જોયું. કોઈ એમ કહે કે ઇંડું ફાટીને તેમાંથી વછેરાં નીકળતાં મેં નજરે જોયાં, તો તેની વાત પ્રત્યક્ષ ખોટી છે કેમકે વછેરાંનાં ઇંડાં હોય જ નહિ. ઇંડું ફૂટયું અને તે જ વખતે પાસેની ઝાડીમાંથી સસલાનાં બચ્ચાં નીકળીને દોડતાં દીઠાં ત્યાં અક્કલ વગરનો એમ માની બેઠો કે ઇંડાંમાંથી વછેરાં નીકળ્યા, અને એ મેં નજરે જોયાં. તેમ શરીરની ક્રિયા તો શરીરના કારણે થાય છે, અને આત્મા તેને જાણે છે ત્યાં 'આ શરીરની ક્રિયા મારાથી થઈ એ નજરે જોયું' એમ અજ્ઞાની માને છે; પણ ભાઇ રે ! આત્મા પરનું કરી જ શકતો નથી તો તેં એ નજરે જોયું ક્યાંથી ! આત્મા પરનું કરી શકતો જ નથી આ વાત જ્યાંસુધી ન બેસે ત્યાંસુધી તે સંબંધી જ્ઞાન મેળવ્યા જ કર. સર્વજ્ઞની વાતમાં ફેર પડે તેમ નથી, માટે જ્યાંસુધી સર્વજ્ઞના કહેલા

પ્રમાણે તારા જ્ઞાનમાં ન બેસે ત્યાંસુધી શ્રવણ-મનન કરી જ્ઞાન મેળવ્યા જ કરવું બાપ-દાદાના ચોપડામાં લખેલી વાત ન સમજાય તો ત્યાં કહે કે બાપા તો પાકા હોશિયાર હતા, તેની ભૂલ હોય નહીં, મારી ભૂલ હશે-એમ ત્યાં બાપના ચોપડામાં શંકા કરતો નથી; તેમ પરમ પિતા સર્વજ્ઞદેવની ભૂલ હોય નહિ સર્વજ્ઞ ભગવાનના કહેવા અનુસાર પ્રયોજનભૂત રકમની સમ્યક્શ્રદ્ધા અને સમ્યગ્જ્ઞાન જોઈએ સમ્યગ્દર્શન-જ્ઞાનદ્વારા સમ્યક્ચારિત્ર થાય છે અને ચારિત્ર થતાં કર્મોનો નાશ થાય છે, કર્મોનો નાશ થતાં સર્વ આત્માને પ્રિય એવું સુખ પ્રગટે છે; આ રીતે સમ્યગ્દર્શન એ જ સુખનો મૂળ પાયો છે

જે સાચું જ્ઞાન થતાં આળસ વગરે સમસ્ત દોષો દૂર થાય છે તે સાચું જ્ઞાન કેમ થાય? તો કહે છે કે સત્શાસ્ત્રનો શ્રવણ, ધારણ, વિચારણા અને અનુપ્રેક્ષાપૂર્વક અભ્યાસ જોઈએ સત્શાસ્ત્ર સાંભળવા સાથે ધારણા જોઈએ જુઓ! જીવોને સાચું સુખ જોઈએ છે, તે સુખ સર્વ કર્મના નાશથી પ્રગટ છે, કર્મનો નાશ ચારિત્રથી થાય છે, ચારિત્ર સમ્યગ્દર્શન-જ્ઞાનથી થાય છે અને સમ્યગ્દર્શન-જ્ઞાન સત્શાસ્ત્રોના શ્રવણ-ધારણથી થાય છે

આમાં તો શું કહે છે તે ધારી લેવાની વાત છે; સવારે સમયસારમાં શું વાત ચાલી હતી એમ પૂછતાં કોઈ કહે કે યાદ નથી, તો એવું શ્રવણ ન ચાલે જગતમાં કોઈ પાસે લેણું હોય તો બરાબર યાદ રાખે, તે માણસને દેખતા જ યાદ આવે કે આની પાસે આટલું લેણું છે, જેમ ત્યાં ધારણા કરી રાખી છે, તેમ સત્શાસ્ત્રને પણ યથાર્થપણે પાત્ર જીવ ધારણ કરી લ્યે, અને ધારણ કર્યા પછી પણ તેની વિચારણા જોઈએ પછી આમ્નાય જોઈએ એટલે કે વાર વાર તે વાતને ફેરવ્યા કરે કે-આત્મા શુદ્ધ, આત્મ જ્ઞાનસ્વરૂપ, આત્મા આવો, તેના ગુણ આવા, તેની સ્પષ્ટ નિર્મળ જ્યોતિ આવી-વગેરે રીતે ફેરવ્યા કર, અને અનુપ્રેક્ષાપૂર્વક વારવાર ચિંતન કરવું જોઈએ અહીં આવીને એક કલાક સાંભળી જાય અને પછી ઘરે

જાને બીજી વિકથાઓમાં જોડાય તો તે અનુપ્રેક્ષા ન કહેવાય. ધારણ અને અનુપ્રેક્ષા બંને મૂકયા છે તેમાં 'ધારણ' કહેતાં વર્તમાન સાંભળવા ટાણે યાદ રાખવાની વાત છે અને અનુપ્રેક્ષા કહેતાં તે યાદ રાખેલી વાતને પાછળથી વિચારવાની વાત છે.

બધા કલ્યાણનું મૂળ કારણ આગમનો યથાર્થ નિર્ણય છે. ભગવાને કહેલાં પરમાગમ શાસ્ત્રોનો, માત્ર અભ્યાસ નહીં પણ યથાર્થ અભ્યાસ એમ કહ્યું છે. શાસ્ત્રના કહેવા પ્રમાણે બરાબર આશય સમજે તો તે યથાર્થ અભ્યાસ કહેવાય, પણ પોતાને ગોઠે તે પ્રમાણે અર્થ બેસાડી દે તો તે યથાર્થ અભ્યાસ નથી.

હવે કહે છે કે-આગમના યથાર્થ અભ્યાસના ટાણાં મોંઘાં છે ભાઇ! આ સંસારનું પરિભ્રમણ આજકાલનું નથી, પણ અનાદિનું છે, તેમાં જગતની વકીલાત વગેરેના અભ્યાસ કરી કરીને જીવનો સોથ નીકળી ગયો છે, તેમાં શાસ્ત્રાભ્યાસનાં ટાણાં મળવાં દુર્લભ છે. પ્રભુ! અનાદિકાળમાં તારો ઘણો ઘણો કાળ તો એકેન્દ્રિયપર્યાયમાં જ ગયો છે. અનંત અનંત કાળ વીત્યો તેમાં ઘણો તો એકેન્દ્રિયમાં જ ગયો છે. ત્રસની સ્થિતિ તો માત્ર ૨૦૦૦ સાગરની છે. એકેન્દ્રિયના કાળને હિસાબે તો તે કાળ અલ્પ જ છે; આત્માનું ભાન ન કર્યું અને ત્રસનો કાળ ખૂટયો એટલે જીવનો અનંતકાળ એકેન્દ્રિયમાં જાય છે. એકેન્દ્રિય પર્યાયમાં જન્મી-મરીને જીવ અનંત દુઃખ પામ્યો છે. આ મનુષ્યપણું તો અત્યંત દુર્લભ છે. એકેન્દ્રિય પર્યાયમાં સ્પર્શેન્દ્રિય સંબંધિ કિંચિત્ જ્ઞાન હોય છે; ત્યાં અનંતુ દુઃખ છે. જમશેદપુરની તાતાકંપનીની ભઠ્ઠીમાં કોડોની ઊપજવાળા તાલુકાદારના રાજકુંવરને ગજુગારીને જીવતો બાળી મૂકે અને તેને જે પીડા થાય તેના કરતાં અનંતગુણી પીડા એકેન્દ્રિયપણામાં દરેક જીવ અનંતવાર ભોગવી ચૂકયો છે, તે પર્યાયમાં માત્ર સ્પર્શેન્દ્રિયનું અને તે પણ કિંચિત્ જ જ્ઞાન છે. ત્યાંથી બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચતુરેન્દ્રિય અને અસંજ્ઞી પંચેન્દ્રિય પ્રાણીઓને તો તત્ત્વનો વિચાર કરવાની શક્તિ જ નથી. અહીં સુખ-દુઃખની લાગણીના કે એવા બીજા વિચારની

વાત નથી, પણ શાસ્ત્રના વિચારની વાત છે. અસંજ્ઞીપંચેન્દ્રિય સુધી તો વિચાર કરવાના ટાણાં જ નથી, એ તો બધા મન વગરનાં છે હવે લઈએ મનવાળાં પ્રાણી! તેમાં નરકગતિમાં તો શાસ્ત્રાભ્યાસ થવાનો સંબંધ જ નથી: કોઈક જીવે પૂર્વે સત્સમાગમ કર્યો હોય અને તેની વાસના કદાચિત્ રહી ગઈ હોય તો કોઈ જીવને આત્માનો અંતરંગ વિચાર થાય, પણ ત્યાં શાસ્ત્રાભ્યાસના ટાણાં તો ન જ મળે. પછી દેવગતિ-તેમાં જે નીચજાતિના દેવો છે તે તો વિષયાદિની સામગ્રી મળી છે તેમાં જ અત્યંત આસક્ત છે, તેમાં એવા લીન છે કે તેમને ધર્મવાસના જ થતી નથી, તેથી તેને પણ શાસ્ત્રાભ્યાસનાં ટાણાં જ નથી: ઊંચપદવાળા કોઈક દેવોને ધર્મની વિચારણા થાય છે તો તેમણે પણ વિશેષપણે મનુષ્યપણામાં શાસ્ત્રાભ્યાસાદિ કરેલ હોય છે, તે મનુષ્યપણામાં કરેલા ધર્મસાધનની યોગ્યતાથી ઊંચ પદવાળા દેવ થાય છે

અસંખ્યાતા જીવોમાં કોઈક જીવ મોટો દેવ થાય; તેને એમ થાય કે અરેરે! મનુષ્યપણામાં અમારી સાધના અધૂરી રહી ગઈ: એમ ધર્મવાસના ઉત્પન્ન થાય છે. વિશેષપણે મનુષ્યપણામાં જ ધર્મ સંસ્કાર પામે છે; 'વિશેષપણે' એ ખાસ શબ્દ મૂક્યો છે. તીર્થંકરની સભામાં કોઈ ઢોર વગેરે પણ ધર્મોપદેશ સાંભળીને આત્મજ્ઞાન પામી જાય છે, તેની અહીં મુખ્યતા નથી, તેથી 'વિશેષપણે મનુષ્યપણામાં' એવી ભાષા વાપરી છે

મનુષ્યપર્યાયમાં પણ કેટલાક મનુષ્યજીવોનુ આયુષ્ય તો ઘણું જ અલ્પ છે, તે જીવોને તો પર્યાપ્તિની પૂર્ણતા જ થતી નથી, શરીરનું બંધારણ જ પૂરું થતું નથી; એ તો માતાના ઉદરમાં જ મરી જાય છે. જેને આહાર, શરીર, ઇન્દ્રિય, શ્વાસોશ્વાસ, ભાષા અને મન એ છ પ્રકારની પર્યાપ્તિની પૂર્ણતા જ નથી એવા જીવને તો સત્શાસ્ત્રોનો જોગ જ નથી. વળી કદાચિત્ છ પર્યાપ્તિ પૂરી થાય અને અલ્પ આયુષ્ય પામે તો ઘણાં તો બાલ્ય અવસ્થામાં જ મરણ પામે: કદાચિત્ આયુષ્ય વધારે હોય તો શૂદ્ર વગેરે નીચકૂળમાં જન્મે,

અને સારું કુળ મળે તો ઇન્દ્રિયોની પૂર્ણતા દુર્લભ છે, ઇન્દ્રિયોની પૂર્ણતા મળે તો નિરોગ શરીર દુર્લભ છે, એ પણ મળે તો જ્યાં સત્શાસ્ત્રાદિનો જોગ અને એવા ગામમાં ઉપજવું દુર્લભ છે, અને મોટા શહેરમાં ઉપજે તોપણ જીવને ધર્મવાસના ઉપજવી દુર્લભ છે. અને કોઈ જીવોને ધર્મવાસના ઉપજે તો ત્યાં પણ સાચા દેવ-ગુરુ મળવા દુર્લભ છે. કુદેવ-કુગુરુ મળે તો અવતાર જાય મફતમાં! સાચા દેવ-ગુરુનો સંયોગ મળવો મહાન દુર્લભ છે. હવે કોઇને કદાચિત્ તે સાચા દેવ-ગુરુનો જોગ પણ મળ્યો તો તે બહારમાં પુણ્યની ક્રિયામાં સલવાઈ જાય! પૂજા કરો, દાન કરો, સંયમ પાળો, મહાવ્રત અંગીકાર કરો એનાથી ધર્મ થશે એમ માની બેસે છે, અને તે વ્યવહારધર્મમાં સલવાઈ જાય છે. જો પૈસા ખરચવાથી ધર્મ થાય એવું હોય તો ગરીબોને ધર્મ જ ન થાય; સાચા દેવ-ગુરુનો સંયોગ પામીને પણ ઘણા જીવો ઉપવાસાદિમાં ઉતરી પડયા, અને મંડયા તપસ્યા કરવા-તેમાં જ ધર્મ માની બેઠા અને તત્ત્વ રહી ગયું એક બાજુ!

પાપ કરવાની તો વાત હોય જ નહીં, પણ અશુભભાવ છોડાવવા માટે શુભભાવનું કથન આવે ત્યાં વળગી પડે શુભને; પણ તત્ત્વનો યથાર્થ નિર્ણય કર્યા વગર તારા જન્મ-મરણનો અંત નહિ આવે; કોઈ જીવ તત્ત્વનો નિર્ણય તો કરે નહિ, વ્યવહારની વાસનાથી નવરો થાય નહીં અને કહે કે સમજવાનું શું કામ છે, આપણે સમજી સમજીને કરવું છે તો આ જ ને? પણ ભાઇ! કરવાનું અંતરમાં કાંઇક જુદું છે, પ્રથમ વસ્તુ તો સમજ! સમજ્યા પછી શું કરવાનું છે તે ખબર પડશે.

કોઈ એમ કહે કે કેવળી થઇએ ત્યારે આ સમજાયને! અત્યારે આપણને સમજાય નહીં, અત્યારે તો ક્રિયા કરવાની! તો એમ માનનાર કેવળી તો નહિ થાય, પણ કેવળ એક ઇન્દ્રિયવાળો (નિગોદ) થવાનો. વ્યવહારધર્મ એટલે શું? કે વર્તમાન પૂરતો રાગનો મંદભાવ: તેનાથી આત્માના જન્મ-મરણનો અંત ન આવે

કદાચિત કોઈ જીવને સાચા દેવ-ગુરુના સંયોગ મળે અને પૂજા દાન શીલ વ્રત, સંયમ વગેરે વ્યવહારધર્મની વાસના પણ ઉપજી જાય પરંતુ જેનાથી અનાદિ મિથ્યાત્વનો રોગ ટળે ઊંધી માન્યતારૂપી ક્ષયરોગ નાશ પામે એવા કારણોનું મળવું તો ઉત્તરોત્તર મહાન દુર્લભ છે આ હલકા કાળમાં જૈનધર્મના યથાર્થ જ્ઞાન-શ્રદ્ધાનપૂર્વક ચારિત્રધર્મ તો કઠણ જ છે આમ છે તો હવે જીવોએ શું કરવું તે કહે છે

તત્ત્વનો નિર્ણય કરવો તે પણ એક ધર્મ છે અને તેનું ફળ સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર છે જૈન ધર્મ અનુસાર યથાર્થ જ્ઞાન શ્રદ્ધાન પૂર્વકનું ચારિત્ર મોંઘું છે તોપણ તત્ત્વનિર્ણયરૂપ ધર્મ તો બાળ પણ કરી શકે છે આઠ વર્ષની બાલિકા કે મોટો વૃદ્ધ પણ તત્ત્વનિર્ણય કરી શકે છે વૃદ્ધ તો શરીર થયું છે, શરીર વૃદ્ધ થાય તેથી કાંઈ આત્મામાંથી તત્ત્વનિર્ણય કરવાની શક્તિ ચાલી જતી નથી બાળ, વૃદ્ધ, રોગી, નિરોગી, ધનવાન, નિર્ધન, સુક્ષેત્રી કે કુક્ષેત્રી ગમે તે જીવ ધારે તે બધા તત્ત્વનિર્ણય કરી શકે છે, તત્ત્વનિર્ણય એ પણ ધર્મ છે રોટલાના સાધનની ધર્મમાં જરૂર પડતી નથી રોટલા બરાબર હોય તો જ ધર્મ થાય એવું હોય તો તો ધર્મ પરાધીન બને-એવું ધર્મનું સ્વરૂપ નથી ગમે તે તત્ત્વનિર્ણય કરી શકે છે સુક્ષેત્ર કે કુક્ષેત્ર ગમે તે અવસ્થામાં તત્ત્વનિર્ણય પ્રાપ્ત કરી શકાય છે

આ રીતે કોને તત્ત્વનિર્ણય થઈ શકતો નથી અને કોને થઈ શકે છે તે બતાવ્યું તો હવે જેને તત્ત્વનિર્ણય થઈ શકે છે તેને તત્ત્વનિર્ણય કરવા માટે શું કરવું-તે વાત કહેવાશે

[illegible] વદ ૧ ગુરુવાર

'જે પુરુષ પોતાના હિતનો વાંછક છે તેણે તો સર્વથી પહેલાં આ તત્ત્વનિર્ણયરૂપ કાર્ય જ કરવું યોગ્ય છે' અનંત કાળથી આ આત્મા સંસાર પરિભ્રમણ કરે છે તેમાં વીતરાગ ભગવાન શું કહે છે તે તત્ત્વનો યથાર્થ નિર્ણય એક સેકંડ માત્ર પણ કર્યો નથી તત્ત્વનું

સ્વરૂપ સમજ્યા વિના પૂજા, દાન, શીલ, મહાવ્રત વગેરે અનંતવાર જીવ કરી ચૂકયો છે, પણ સાચી સમજણના અભાવે હજુ સુધી સાચું સુખ મળ્યું નથી અને પરિભ્રમણનું દુઃખ ટળ્યું નથી.

સુખ તો દરેક જીવને વહાલું છે; પણ કર્મના નાશ વિના સુખ પ્રગટે નહીં, વીતરાગતા વિના કર્મનો નાશ થાય નહિ, ચારિત્ર વિના વીતરાગતા થાય નહિ, સમ્યગ્દર્શન-જ્ઞાન વિના ચારિત્ર થાય નહિ, તત્ત્વના નિર્ણય વિના સમ્યગ્દર્શન-જ્ઞાન થાય નહિ, સર્વજ્ઞના આગમના જ્ઞાન વિના તત્ત્વનો નિર્ણય થાય નહીં; હવે તે તત્ત્વ નિર્ણયરૂપ આગમનું જ્ઞાન એકેન્દ્રિયથી માંડીને અસંજ્ઞી પંચેન્દ્રિય સુધીના જીવોને તો થઇ શકવા યોગ્ય નથી, કેમકે તેમને તો તત્ત્વ-વિચારની શક્તિ જ નથી. મનુષ્યપણામાં પણ યથાર્થ શ્રદ્ધાનાદિ થવાં કઠણ છે; 'શ્રદ્ધાનાદિ' એટલે સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર એ ત્રણે થવાં કઠણ છે, પણ માત્ર સમ્યક્‌જ્ઞાન તો બાળ-ગોપાળ, રોગી-નિરોગી સર્વે કરી શકે છે. એ વાત આવી ગઈ છે.

વીતરાગદેવ શું કહે છે એ તત્ત્વના નિર્ણય વિના જીવો પોતાના માનેલા વાડામાં ઊંધી દોટ મૂકી રહ્યા છે; પોતે શું માન્યું છે, પોતે જેને ગુરુ માને છે તે શું કહે છે અને વીતરાગનો માર્ગ શું છે એનો નિર્ણય કરતાં નથી. વીતરાગનો માર્ગ તો ત્રણેકાળે એક જ હોય છે. સર્વજ્ઞવીતરાગે કહેલા તત્ત્વના નિર્ણય વિના કદાચિત્ દયા, દાનાદિમાં કષાય મંદ પાડે તો શુભભાવનું પુણ્ય બાંધે, પણ તેમાં ધર્મ તો કિંચિત્ પણ ન થાય. વીતરાગ કહે છે તે સમજીને તેમાં ઠરવું તે જ, એક જ પ્રકારનો માર્ગ-ધર્મનો છે; માટે સૌથી પહેલાં તત્ત્વ નિર્ણય-રૂપ સમ્યગ્દર્શન પ્રાપ્ત કરવું જ યોગ્ય છે. આ આત્માએ સમ્યગ્દર્શન કર્યા વિના સેવા, અનુકંપા કરી, કરોડો રૂપીયા દાનમાં ખર્ચ્યાં, પણ આત્માનું સ્વરૂપ શું તે ન સમજ્યો; ભગવાનના નામે મોટાં દાન કર્યાં, પણ ભગવાન શું કહે છે તે સમજ્યો નહીં-તેથી ધર્મ થયો નહીં. ધર્મનો માર્ગ અપૂર્વ છે, પૂર્વે કદી સમજ્યો નથી. કરોડોમાં કોઇક જીવ આ નિર્ણય કરે છે. પણ જે જે નિર્ણય કરવા માગે તે નિર્ણય કરી શકે છે

શરીરની ક્રિયા કે પૈસા તેનાથી ધર્મ તો નથી, પરંતુ પુણ્ય પણ તેનાથી નથી પૈસા ઉપરની તૃષ્ણા ઘટાડે તો પુણ્ય થાય પણ ધર્મ ન થાય-જન્મ મરણનો અંત ન આવે સાચા દેવ-ગુરુ શાસ્ત્રના નિર્ણય વિના અને ભગવાન આ માનું એમ ન કે પોતાનું સ્વરૂપ શું છે તેના નિર્ણય વિના ત્રણકાળ ત્રણલોકમાં કોઈ જીવની મુક્તિ થઈ નથી થતી નથી અને થશે નહીં, તેથી જે જીવ પોતાનું હિત કરવા ઇચ્છે છે તેણે તો સર્વથી પહેલાં આ તત્ત્વનિર્ણયરૂપ કાર્ય જ કરવું યોગ્ય છે હવે કહે છે કે તત્ત્વનિર્ણય કરવામાં કોઈ નુકશાન નથી-

न क्लेशो न धनव्ययो न गमनं देशान्तरे प्रार्थना ।
केषांचिन्न बलक्षयो न तु भयं पीडा न कस्माच्च न ॥
सावद्यं न न रोगजन्मपतनं नैवान्यसेवा न हि ।
चिद्रूपं स्मरणे फलं बहुतरं किन्नाद्रियन्ते बुधाः ॥

(તત્ત્વજ્ઞાનતરંગિણી અધ્યાય ૪ શ્લોક-૧)

ચિદાનંદ સ્વરૂપ ભગવાન આત્મા સિદ્ધ સમાન, આ દેહરૂપી દેવળમાં ચૈતન્યમૂર્તિ છે, તે આત્માનો નિર્ણય કરવામાં-સ્મરણ કરવામાં કલેશ થતો નથી ધનની જરૂર પડતી નથી, ધન ખર્ચવું પડતું નથી-એનો અર્થ એવો નથી કે ધનની તૃષ્ણા રાખીને આત્માનો વિશેષ નિર્ણય થાય! ધનની તૃષ્ણા તો પાત્ર જીવ ઘટાડે જ, પણ ધનની તૃષ્ણા ઘટાડવાથી પુણ્ય થાય-ધર્મ ન થાય આત્માને ઓળખવા માટે ધન ખર્ચવું પડે નહીં એટલે ધન ખરચ્યે આત્મા ઓળખાય નહીં

પૈસા ખર્ચીને ધર્મ માનનારાને કહે છે કે-ભાઈ! ધન ખર્ચીને ધર્મ મનાવનારા કુગુરુ તો તને અનંતવાર મળી ગયા અને તું પણ તેમાં ધર્મ માની બેઠો પણ તેમાં ધર્મ હરામ છે આત્માને ઓળખ્યા વિના કે જે ત્રણકાળ ત્રણલોકમાં ધર્મ ન થાય આત્માને ઓળખવા માટે નથી દેશાંતરે જવું પડતું કે નથી તે માટે કોઈની ભક્તિ કરવી પડતી! કોઈની ભક્તિ કરવાથી ધર્મ થાય નહીં હરામ છે કે

તીર્થંકર કોઈને મોક્ષ આપી દે! ભગવાનનું બળ ભગવાન પાસે રહ્યું. તે બીજાને કામ આવે નહીં. ભગવાને તો સત્ય માર્ગ બતાવ્યો, જે જીવ તે સમજે તેની મુક્તિ થાય. સાચો માર્ગ સમજે તેને નિમિત્ત તરીકે ભગવાન પ્રત્યે બહુમાન આવે, પણ કાંઈ ભગવાન કોઈને સમજાવી દેતા નથી. વળી આત્માનો નિર્ણય કરવામાં બળનો ક્ષય થતો નથી, ઊલટું આત્માની ઓળખાણથી તો ગુણની વૃદ્ધિ થાય છે-એટલે કે નિર્મળદશા પ્રગટે છે; વળી તે સાવદ્ય નથી એટલે આત્માની ઓળખાણ કરવામાં કોઈની હિંસા નથી થતી, તથા નથી તેમાં રોગ કે નથી જન્મ મરણ. આત્માના સ્વરૂપની ઓળખાણ કરવા માટે કોઈની સેવા કરવી પડતી નથી; આ રીતે આત્માની ઓળખાણ કરવામાં કોઈ મુશ્કેલી નથી, અને તેની ઓળખાણનું ઘણું જ ફળ છે, તો પછી ડાહ્યા પુરુષો તેને કેમ આદરતા નથી?

પરથી તદ્દન નિરાળો ભગવાન આત્મા અનંતગુણો સહિત બિરાજી રહ્યો છે, પણ પોતાને તેની (પોતાના આત્માની) ઓળખાણ અનંત કાળથી નથી; પરંતુ ઓળખાણ કરવામાં કોઈ મુશ્કેલી નથી અને તે ચિદ્રૂપ આત્માના સ્મરણનું ફળ ઘણું જ છે, તો પછી ડાહ્યા પુરુષો આવા તત્ત્વના જ્ઞાનને કેમ આદરતા નથી? તેનો ઉત્તર એ છે કે-જીવને પોતાના તત્ત્વની રુચિ જ સત્સમાગમવડે અનંત કાળમાં થઈ નથી. બધાની સેવા કરીએ અને બધાનું સારું કહીએ તો ધર્મ થઈ જાય એમ માનનાર તદ્દન પાખંડી છે; બધા ધર્મને એક માનીને જૈનધર્મનો બીજા ધર્મ સાથે જે સમન્વય કરવા માંગે છે તે વીતરાગદેવના કહેલા તત્ત્વનું ખૂન કરે છે. અમૃત સાથે ઝેરનો સમન્વય ન હોય. તત્ત્વનિર્ણય ન કરે તેને આત્માનું કલ્યાણ કદી થાય નહિ. અને રખડવું મટે નહીં; માટે જે તત્ત્વનિર્ણયની સન્મુખ થઈને તત્ત્વનિર્ણય નથી કરતા તેને ઠપકો આપે છે કે:-

साहीणे गुरुजोगे जे ण सुणंतीह धम्मवयणाइं ।
ते धिट्ठदुट्ठचित्ता अह सुहडा भवभयविहूणा ॥

(મોક્ષમાર્ગ પ્રકાશક પા. ૨૯ ગુજરાતી)

જેને સત્સમાગમ-સદ્દગુરુનો જોગ મળે છે, છતાં જેઓ ધર્મ વચનોને સાંભળતા નથી, તત્ત્વનિર્ણય કરતા નથી, તે દુષ્ટ અને વિષ્ટ ચિત્તવાળા મૂર્ખ છે. અરેરે! અનંતકાળે આવો અવતાર મળ્યો અને ચિદાનંદ સ્વરૂપ ભગવાન આત્માની ઓળખાણ ન મળે! ક્યાં અવતાર? ક્યા શરણ? આત્મા દેહ મન વાણીથી જુદો છે તેનો નિર્ણય કરે નહિ, અને સત્સમાગમે સાંભળવા પણ નવરો થાય નહિ તે દુષ્ટ છે, પોતાની જ કાળજી વિનાનો છે. જે ભગવાનના માર્ગને સમજતા નથી તે ભવભયરહિત એવા, ભડના દીકરા છે. ત્રણલોકના નાથ તીર્થંકર ભગવાન પણ સંસારથી ડર્યા-અને સ્વરૂપનું ભાન કરીને સંસારથી પાર તર્યા, જે સંસારથી ભગવાન પણ ડર્યા તે સંસારના ભયથી નહિ ડરનારા બધા ભડના દીકરા છે-ઊંધાઇના મહાન સુભટ છે

વીતરાગદેવ જેઓ તે જ ભવે મોક્ષ જનારા છે, પણ હજી રાજ-પાટમાં હોય, ત્યાં ભાન તો છે કે આ રાગ મારું સ્વરૂપ નથી; છતાં વિચારે છે કે અરે! આ રાગ જ્યાંસુધી નહિ છોડું ત્યાંસુધી વીતરાગતા નહિ આવે, એમ ધારીને તેઓ પણ સંસારથી (રાગ-દ્વેષથી) ડર્યા, અને સ્વરૂપમાં ઠરી ગયા-સ્વરૂપમાં સમાઇ ગયા. એ સંસારથી જેને ભય નથી લાગતો તે ઊંધાઇના મોટા સુભટ છે. સંસારની હોળી સળગાવવામાં હંમેશ તૈયાર! ત્યાં ભણવામાં વર્ષો ગાળે, પણ આત્માને સમજ્યા વિનાના ભણતર કેના? આત્માના ભણતર સિવાયના બીજા ભણતર જ નથી આત્માની ઓળખાણ વગર ઓધીક વાડા, પંચાયત અને સંઘની હોળીમાં જ હોમાયા ગયા, પણ વીતરાગ ભગવાન શું કહે છે તેનો નિર્ણય કરતા નથી, તે માર્ગને ક્યા જનારા? જ્ઞાનીને વ્યવહારધર્મમાં મગ્નતા હોતી નથી, એ તો સ્વરૂપની અસ્થિરતા છે તેથી દયા, વ્રત, પૂજા વગેરેના શુભ ભાવ આવી જાય છે જે વકીલાત નોકરી, વેપાર, ખાવા-પીવા વગેરેમાં રોકાણા અને તેમાં જ મગ્ન થઇ ગયો તે 'અશુભોપયોગી મિથ્યાદૃષ્ટિ' એવા ઠેકાણવાળો છે તેની માન્યતા અનંતદેવની ઊંધી છે તેથી તે વીતરાગના વેરી છે. તે બે રીતે પાપી છે એક તો વિષય- કષાયાદિના અશુભભાવનું પાપ, અને બીજું સર્વજ્ઞની ઊંધુ

માને છે તે ઊંધી માન્યતાનું અનંતુ પાપ છે.

વળી કોઈ જીવ સમ્યગ્દર્શન વિના વ્રત, તપ, ભગવાનની ભક્તિ, પૂજા, દાન વગેરે કર્યા કરે તોપણ તેમાં પુણ્ય છે, ધર્મ નથી. પૂજા, દાન વગેરેમાં રાગ ઘટાડે તો પુણ્ય થાય, પણ ધર્મ ન થાય, જન્મ-મરણનો અંત ન આવે, ભવનો નાશ ન થાય, તે શ્રાવક ન કહેવાય, જૈન ન કહેવાય. આત્માના ભાન વગર વ્રત, તપ, પૂજા, ભક્તિ બધુંય કરે તો પણ તે જૈન નથી.

પ્રશ્ન:-અરે સાહેબ ! જૈનમાંથી યે કાઢયા ?

ઉત્તર:-જૈન હતા જ ક્યારે ? આ જૈનમાંથી કાઢવાની વાત નથી, પણ અજૈનમાંથી જૈન બનાવવાની વાત છે

પહેલા કહ્યો તે અશુભોપયોગી મિથ્યાદૃષ્ટિ છે; અને બીજો કહ્યો તે શુભોપયોગી મિથ્યાદૃષ્ટિ છે, તે વ્રત કરે, ઉપવાસો કરે, પૂજા-ભક્તિ કરે, દાન કરે-એ બધામાં મંદ રાગ કરી પુણ્ય બાંધે; પણ 'હું કોણ' એ વસ્તુનો નિર્ણય કરે નહિ, અને પોતાના નિર્ણય વિના વ્રત, તપ, સંયમ, નિયમ વગેરે અનેક પ્રકારની શુભભાવની ક્રિયાઓ કર્યા કરે તો તે પુણ્યમાં મગ્ન છે-વ્યવહાર-મગ્ન છે: તેને ભગવાને ધર્મી કહ્યો નથી.

પ્રશ્નકાર-સાહેબ ! આપ તો ઝગડો ઊઠે તેવી વાત કરો છો!

ઉત્તર-આ ઝગડો ઊઠે તેવી વાત નથી, પણ ઝગડો ટળી જાય એવી વાત છે. આ વાત સમજે તો એકે ઝગડો ન રહે

આખી દુનિયા માને તો તે માર્ગ સાચો એવું ન હોય; પણ વીતરાગદેવ શું કહે છે એ યથાર્થ સમજવું તે જ સાચો માર્ગ છે. આત્માને ઓળખ્યા વગર વ્રત, તપ, દાન વગેરે કરે અને તેનાં અભિમાન કરે એને તો શુભભાવ પણ નથી, અને વ્રત, તપ, દાન વગેરેમાં શુભરાગ કરે, અભિમાન ન કરે તો શુભભાવ છે, પરંતુ તે પણ છે તો વીતરાગનો વેરી જ.

ભગવાન આત્મા દેહ-મન-વાણીની ક્રિયાથી રહિત, ચિદાનંદ, પરનો અકર્તા છે; પુણ્ય-પાપ તેનું સ્વરૂપ નથી, એવા આત્માના

ભાન વિના જે વ્યવહાર ધર્મક્રિયામાં-શુભક્રિયામાં લીન છે તે ભગવાનનો વૈરી છે, શુભોપયોગી મિથ્યાદૃષ્ટિ છે; તેના પરિણામમાં વર્તમાન શુભભાવ છે, પણ શુભભાવ કરતાં કરતાં મિથ્યાદૃષ્ટિપણું ત્રણકાળમાં ટળે નહિ, ઊલટું શુભ કરતાં કરતાં તેને લાભકારક માનવાથી મિથ્યાત્વની પુષ્ટિ થાય. શુભભાવ તે રાગ છે, રાગ કરતાં કરતાં અરાગી સ્વભાવની દૃષ્ટિ ત્રણકાળમાં ન પ્રગટે. પુણ્ય કરતાં કરતાં ધર્મ થાય કે સમકિત પામે એ હરામ છે. આ વાત ગળે ઊતારવી કઠણ પડે તેવી છે, પણ જન્મ-મરણના અંત લાવવા હોય તેણે તો આ વાત ગળે ઊતાર્યે જ છૂટકો છે.

જે કોઈ જીવ ભગવાને કહેલા આત્મસ્વરૂપની ઓળખાણ ન કરે અને મારો સ્વભાવ નિઃશંક, ભવના ભાવ વિનાનો અને ભવ વિનાનો છે એવો નિર્ણય ન કરે ત્યાંસુધી, તે દેવ-ગુરુ-શાસ્ત્રની ભક્તિ, વ્રત, તપ, દાન વગેરે બધું કરે તોપણ તેમાં પુણ્ય છે-ધર્મ નથી ભગવાને કહેલા પરિપૂર્ણ સ્વભાવની શ્રદ્ધા ન કરે તે મિથ્યાદૃષ્ટિ અધર્મી છે.

ગ્રંથકાર ભલામણ કરે છે કે-તમે મહાભાગ્યે આ મનુષ્યદેહ પામ્યા છો, તો વીતરાગે કહેલા સર્વધર્મનું ( આત્માના બધા ધર્મનું) પહેલું મૂળ સમ્યગ્દર્શન છે, તેનું મૂળ તત્ત્વનિર્ણય છે અને તત્ત્વનિર્ણયનું મૂળ શાસ્ત્રાભ્યાસ છે-માટે તે જરૂર કરવા યોગ્ય છે. વ્રત-તપની વૃત્તિ ઊઠે તે પણ તત્ત્વનું સ્વરૂપ નથી, એવું તત્ત્વ શું છે? તેનો નિર્ણય કરવા માટે શાસ્ત્રનો અભ્યાસ જોઈએ. તત્ત્વનું સ્વરૂપ સમજ્યા વિના પાટે બેસનાર કહે કે "ભગવાને ભારે તપસ્યા કરી, અન્ન કરીને અન્ન ખાધું નહિ, પાણી કરીને પાણી પીધું નહિ, નિદ્રા સુખે લીધી નહિ અને ભારે કષ્ટ વેઠયાં" ત્યાં સાંભળનાર કહે 'જી મા'રાજ'. પણ ભલા ! શું તપસ્યામાં તે ભગવાનને દુઃખ હતું ? ધર્મ તે કષ્ટદાયક હોય ! ભગવાનનું અંતર સ્વરૂપ તો તમે જાણ્યું નથી, તો તપસ્યાના સ્વરૂપની ખબર શી રીતે પડી ? એ ભગવાન તો તત્ત્વના અનુભવની લહેરમાં હતા, સ્વરૂપના અપૂર્વ આનંદમાં લીન હતા; અંતર

સ્વરૂપની લીનતામાં આહાર વગેરે સહેજે છૂટી ગયા હતાં. અંતર સ્વરૂપ સમજે નહિ અને પાટે બેસનાર જે બોલે તેની હા એ હા કરે, એ પાત્રજીવને ન શોભે! આનંદ શ્રાવકે ભગવાન પાસે અગીયાર પડિમા લીધી એટલે બીજે ભવે તેનો મોક્ષ થયો એમ તેઓ કહે છે, પણ પડિમા પાછળ અંતરમાં કાંઈ હતું કે નહીં? અંદર સમ્યગ્દર્શનનું જોર હતું, વસ્તુનું ભાન હતું, તેના જોરે મોક્ષ થયો છે.

અરે! આવો અવસર મળ્યો તેને જે વ્યર્થ ગૂમાવે છે, તત્ત્વનિર્ણય કરતા નથી, તેના ઉપર બુદ્ધિમાન પુરુષો કરુણા કરીને કહે છે કે:—

मत्रैव दुर्लभा सुष्ठु दुर्लभा सान्यजन्मने ।
तां प्राप्य ये प्रमाद्यन्ति ते शोच्याः खलु धीमताम् ॥

( આત્માનુશાસન )

આ જગતમાં બુદ્ધિ હોવી જ પ્રથમ તો દુર્લભ છે, અને તેમાં પણ પરલોકને માટે બુદ્ધિ થવી તે તો મહાન દુર્લભ છે. વાણીયા થયો છો તો બુદ્ધિ તો મળી છે, પણ વીતરાગે કહેલો માર્ગ તેં હજી યથાર્થ શ્રવણ કર્યો નથી; અહીં કહે છે કે ભાઈ! સાંભળ તો ખરો વીતરાગનો માર્ગ! આ માર્ગ અપૂર્વ છે, પૂર્વે કદી નહીં જાણેલો એવો છે. આ ટાણાં મળવાં છતાં જે વ્યર્થ ગૂમાવે છે તેના ઉપર જ્ઞાનીઓને કરુણા આવે છે.

સાચા જૈન કોને કહેવા? બધા ધર્મો સરખા છે એમ માનનારા તો વ્યવહારે પણ જૈન નથી. જૈનધર્મ તો આત્માનું સ્વરૂપ છે, વિશ્વદર્શન છે, ત્રણકાળ ત્રણલોકમાં ન ફરે એવું તેનું સ્વરૂપ છે. છ દ્રવ્યોને જાણ્યા (છ દ્રવ્યમાં પોતાનો આત્મા પણ આવી જાય છે), રાગ-દ્વેષ ટાળ્યો અને પૂર્ણ સ્વરૂપને પામ્યા તેવા આત્માઓ જ સાચા જૈન છે. સાચા જૈની થવા માટે પ્રથમ તો આગમદ્વારા તત્ત્વનો નિર્ણય કરવો જોઈએ; પણ જે તત્ત્વનો નિર્ણય કરતા નથી અને ગજાની પૂંછડી જેમ, સામો જે કહે તેની હા જી હા કરે, તેને તત્ત્વની ખબર નથી, તેથી તે તો વ્યવહારે પણ

જૈન નથી જે તત્ત્વનિર્ણય કરતો નથી અને પૂજા, સ્તોત્ર, દર્શન, ત્યાગ, તપ, વૈરાગ્ય, સંયમ, સંતોષ વગેરે બધાંય કાર્યો કરે છે તેનાં એ બધાય કાર્યો અસત્ય છે આ જ શાસ્ત્રમાં આગળ ૧૦૧ મે પાને કહ્યું છે કે-" જે (સર્વજ્ઞની) સત્તાનો નિશ્ચય તો કરતો નથી, અને કુલ પદ્ધતિથી, પંચાયતના આશ્રયથી વા મિથ્યાધર્મબુદ્ધિથી દર્શન પૂજનાદિરૂપ પ્રવર્તે છે વા મતપક્ષના હઠાગ્રહીપણાથી બીજાઓને (અન્ય દેવાદિકને) ન પણ માને, માત્ર તેનો જ (પોતે માનેલા જિનદેવાદિકનો જ) સેવક બની રહ્યો છે તેને તો નિયમથી પોતાના આત્મકલ્યાણરૂપ કાર્યની સિદ્ધિ થતી નથી, તેથી તે અજ્ઞાની મિથ્યાદૃષ્ટિ જ છે જેનાથી સર્વજ્ઞની સત્તાનો જ નિશ્ચય નથી કરી શકાયો તો (તેનાથી) સ્વરૂપનો નિશ્ચયાદિ તો કેવી રીતે થશે?" ભગવાન પાસે જઈને પૂજા, સ્તોત્ર વગેરે કરે, પણ ભગવાન કોણ અને હું કોણ? એનો તો નિર્ણય ન મળે અને બચાવની ખાતર કહે કે 'આપણે તો પંચમ કાળના અલ્પ બુદ્ધિવાળા પ્રાણી, તેથી આપણાથી તત્ત્વનો નિર્ણય ન થઈ શકે,' તો એ રીતે છૂટી શકાય નહિ; તત્ત્વમાં બીજું ચાલે નહીં સંસારના કામમાં તારી બુદ્ધિ ચાલે, ત્યાં પંચમકાળ ન નડે અને આ તત્ત્વનિર્ણયમાં તારી બુદ્ધિ ન ચાલે એ વાત જ તારી ખોટી છે

તત્ત્વના નિર્ણય વિના ત્યાગ કોનો કરશે? સમજવાનું છે તે સમજે નહિ અને ત્યાગ-વૈરાગ્યમાં રોકાણો પણ આત્માના ભાન વિના ત્યાગી થાય તોપણ ધર્મ નથી; અને વૈરાગ્ય (મંદરાગ) તે પણ વસ્તુનું સ્વરૂપ નથી, વૈરાગ્ય તો પુણ્ય-ભાવ છે, તેમાં ધર્મ નથી સંયમ પાળે, પરિગ્રહ ઘટાડે, એકવાર રાંધે અને બે ટંક ચલાવે, તેમાં પ્રવૃત્તિ ઓછી થઈ એમ માને, અમુક રૂપીયા કરતા વધારે ખપે નહિ એમ સંતોષ માને પણ આત્માના ભાન વગર વીતરાગના ન્યાયે એના ત્યાગ, સંતોષ વગેરેની ધર્મમાં ગણતરી નથી. વીતરાગ માર્ગના નિર્ણય વગર ધર્મ થવો હરામ છે. આત્માના નિર્ણય વિના વ્રત, તપ, ભક્તિ, પૂજા વગેરે બધું કરે છતાં તેનાં બધાં કાર્યો અસત્ છે કેટલાક કહે છે કે-હાયે' હાય! અમારું બધું ખોટું? આ તો ઊંધી

માન્યતા ઉપર ધડાકા લાગે એવી વાત છે. જગત તો આટલું કરીને જાણે કે હવે તો મોક્ષ જ થઇ જવાનો અને અહીં કહે છે કે-સમ્યગ્દર્શન વગર એ બધું અસત્ છે, આત્મા શું છે તે સમજ્યા વિનાના વ્રત-તપ બધું એકડા વગરના મીંડાં છે.

પુણ્ય કરતાં કરતાં ધર્મ થાય એ હુરામ છે. 'પુણ્ય કરશું તો દેવ થાશું અને પછી ભગવાન પાસે જઇને ધર્મ પામશું,' માટે આપણે પુણ્ય કરી લ્યો, હમણાં સમજવાની જરૂર નથી' એમ માનનાર ધર્મ તો ન પામે, પરંતુ નીચે ઉતરતો જાય આત્માના નિર્ણય વિના શુભભાવ કરી દેવતા થાય તે દેવ નથી પણ સૂડાનો દેવતા છે; પુણ્યથી લાભ માનીને એ પોતાના ગુણો બાળી રહ્યો છે.

આત્માના ભાન વગર દરેક જીવ એક સેકંડના અબજો રૂપીયાની પેદાશવાળો મોટો રાજા અનંતવાર થઇ આવ્યો; સ્વર્ગનો મોટો દેવ પણ અનંતવાર થઇ આવ્યો; એક કલ્પનામાત્ર કરીને કરોડો દ્વારિકાનગરી, કરોડો કૃષ્ણ અને કરોડો ગોપિઓ ઊભાં કરી દે એવી વિક્રિયાલબ્ધિવાળો દેવ થયો, પણ ભાઇ! આત્માના ભાન વગર તારો ઉદ્ધાર ન થયો, અને ચોરાશીના અવતારના અંત ન આવ્યા!

પ્રશ્ન—આપે કહ્યું કે દયા, દાનાદિમાં ધર્મ નથી, તો એમાં પૈસાવાળાને તો સરખાઈ થઇ ગઇ, તેમને પૈસા ખરચવા ન પડે?

ઉત્તર:—દાન વગેરેમાં 'ધર્મ ન થાય' એમ કહ્યું છે, પણ કાંઈ 'તૃષ્ણા ન ઘટાડવી' એમ કહ્યું નથી. પહેલાં તૃષ્ણા તો ઘટાડ ને! તૃષ્ણા ઘટાડવાની કોણે ના પાડી? તૃષ્ણા ઘટાડવામાં ધર્મ નથી, પણ તૃષ્ણા જ ઘટાડ નહીં તો તો પાપ ભાવમાં જાશે.

તત્ત્વનો નિર્ણય કરવા માટે પહેલાં તો ભગવાને કહેલા આગમનું સેવન કરવું જોઇએ; સાચાં સાચાં આગમ કયા એ પણ નક્કી કરવાનું ભેગું આવી ગયું. યુક્તિનું અવલંબન જોઇએ એટલે ધર્મ તો અપૂર્વ ચીજ છે, અનાદિથી નથી પામ્યો એવી ચીજ છે, એ સાધારણ ચીજ નથી, હાલી દુવાલી કહે છે તે સાચો માર્ગ નથી

કેમકે તેઓ કહે છે એવું તો પૂર્વે અનંતવાર કરી ચૂક્યો પણ રખડવું મટ્યું નહિ, માટે ધર્મ ચીજ કોઈ જુદી છે. એમ સત્શાસ્ત્રદ્વારા અને પ્રમાણયુક્તિદ્વારા નિર્ણય કરે, તથા પરંપરા ગુરુઓનો ઉપદેશ અને સ્વાનુભવ એ ચાર દ્વારા તત્ત્વનો નિર્ણય કરવો જોઈએ; આ ચારે પ્રકાર ભેગા થાય તો આત્માની ઓળખાણ થાય છે.

જગતના કામમાં વિધિ બરાબર સમજે, ત્યાં વિધિમાં આડું-અવળું ન કરે. શીરો કરવો હોય તો પહેલાં ઘીમાં લોટ શેકે અને પછી ગોળનું પાણી નાંખે, પણ પહેલાં ગોળના પાણીમાં લોટને શેકે તો શીરો થાય નહીં; તેમ ધર્મને માટે ભગવાને પહેલો વિધિ આત્માનો નિર્ણય કરવાનો કહ્યો છે, તે સમજ્યા વિના આડું-અવળું કરે તો ધર્મ થાય નહિ આત્માના સ્વભાવનો તત્ત્વથી યથાર્થ નિર્ણય કરવામાં ન આવે ત્યાંસુધી જેટલા વ્રત-તપ કરે તે બધું ગોળના પાણીમાં લોટ શેકીને શીરો કરવા જેવું છે, કે જે થઈ શકતું નથી. વિધિમાં ફેર પડે તો ધાર્યાં કાર્યો થાય નહીં. ધર્મના વિધિમાં પહેલાં આત્માનો નિર્ણય કરવારૂપ સમ્યગ્દર્શન તે ઘીમાં લોટ શેકવા બરાબર છે અને સમ્યગ્દર્શન વિના વ્રત, તપ વગેરે બધું કરવા મંડી જાય તે ગોળના પાણીમાં લોટ શેકવા જેવું છે. એટલે કે પહેલાં સમ્યગ્દર્શનરૂપી વિધિ વિના ધર્મ થાય નહીં.

તત્ત્વનિર્ણય માટે જિનવચન ચારે અનુયોગમય છે એ રહસ્ય જાણવા યોગ્ય છે. તેમાં પ્રથમ દ્રવ્યાનુયોગમાં દ્રવ્યનું કથન હોય છે; બીજા ચરણાનુયોગમાં રાગ ઘટાડવા અને પરિણામ સુધારવા માટે, નિમિત્તની પ્રધાનતાથી કથન હોય છે; ત્રીજા કરણાનુયોગમાં પરિણામોની વાત હોય છે અને ચોથા કથાનુયોગમાં ધર્મ-કથાઓ હોય છે. બધા પડખાંથી મેળ કરીને તત્ત્વનો નિર્ણય કરવો જોઈએ જે કહ્યું તેનો મેળ તો કર! જેમ કોઈએ નાત કરી હોય, ત્યાં છોકરાને ભલામણ કરી હોય કે "દાળ મોળી થાય તો મરચાં-મીઠાની થાળી ફેરવજે, એટલે બધા જરૂર પૂરતું મરચું વગેરે લેશે" એમ કહ્યું હોય, અને હજી કોઈની થાળીમાં કાંઈ પીરસાણું જ ન હોય ત્યાં સૌથી પહેલાં મરચાં-

મીઠાની થાળી લઈને પીરસવા જાય તો જમનારા માલ વગર મરચું-મીઠું નાખશે શેમાં? પણ ત્યાં તો મેળ કરે, પહેલાં બધું પીરસે, અને પાછળથી બધું પીરસી રહ્યા, પછી મરચાં-મીઠાની થાળી ફેરવે; તેમ અહીં ધર્મ કરવા માટે મેળ કરવો જોઈએ, આત્મા વસ્તુ શું, નવતત્ત્વ શું, તેના નિર્ણયરૂપ માલ વગર મરચાં-મીઠાં (વ્રત, તપ), રૂપ થાળી ફેરવી નાખે, તો તેમાં ધર્મ ન થાય. આત્માના નિર્ણય વિના વ્રત-તપ કરવા મંડી જાય એ માલ વીનાના એકલા મીઠા-મરચા જેવુ છે

ભગવાનના વચનો તો અપાર છે, તેના પાર તો શ્રી ગણધરદેવ પણ પામી શકયા નથી, માટે વીતરાગે કહેલા તત્ત્વમાં પ્રયોજનભૂત રકમનો પ્રથમ નિશ્ચય કરવો જોઈએ પ્રયોજનભૂત રકમમાં જો ફેર પડયો તો તત્ત્વનો નિર્ણય નહીં થાય જગતમાં પણ કોઈને બે દુકાન હોય, એકમાં હીરા-માણેકનો વેપાર હોય અને બીજીમાં કપાસીયાનો વેપાર હોય, તેમાં હીરાની દુકાને પેદાશ હોય અને કપાસીયાની દુકાને ખોટ હોય તો તો ખોટ પૂરી પડે, પણ જો હીરાની દુકાને ખોટ હોય અને કપાસીયાની દુકાને નફો થતો હોય તો હીરાની દુકાનની ખોટ પૂરી પડે નહીં ત્યાં તો હીરાની દુકાનનું બરાબર ધ્યાન રાખે, કેમકે મૂળ રકમ હીરાની દુકાને છ; તેમ આત્માના સ્વરૂપનાં નિર્ણયમાં જે ભૂલ તે ઝવેરાતની દુકાને ખોટ છે અને દયા, દાન, ભક્તિ વગેરે પુણ્ય ભાવમાં રોકાણ તે કપાસીયાની દુકાને નફો છે, પણ તે નફાથી સ્વરૂપના નિર્ણયમાં ભૂલની જે ખોટ છે તે પૂરી પડવાની નથી: ગઈ કાલે કાઠી-આપાનો દાખલો આપ્યો હતો, તેમાં રોકડી રકમનો નકાર કરે તો ચોપડામાંથી તેને કાઢવો શી રીતે? તેમ પ્રયોજનભૂત રકમનો નિર્ણય કર્યા વિના પુણ્ય કરે, પણ તેમાં ધર્મ નથી નેથી ચોરાશીના ચોપડેથી તેના છૂટકારો થાય નહીં; માટે હે જીવ! તારે એ જ શીખવા યોગ્ય છે કે જેનાથી જન્મ-મરણનો નાશ થાય. તત્ત્વનો નિર્ણય પ્રથમ જ કરવા-યોગ્ય છે. જગત ભલે ગાંડા કહે, નિંદા કરે, પણ આ તત્ત્વનો નિર્ણય ચૂકીશ નહીં શ્રી નાં તો કહ્યું છે કે-આ તત્ત્વ શું છે;

તેનું એકવાર કુતૂહલ તો કર! આ બધી આબરૂનું, કીર્તિનું, પૈસાનું, કુટુંબનું મારાપણું માનીને 'પડ' માંડી છે તેને ભૂલીને અંદર આત્મામાં પડી તાગ લાવ. જેમ કૂવામાં કોશિયો મારી તાગ લાવે છે તેમ આત્મામાં તાગ લાવ. દુનિયાને ભૂલીને-મરીને પણ અંતર તત્ત્વ શું છે એમ અંદર જોવા માટે એકવાર પડ તો ખરો! 'મરીને પણ' એટલે ગમે તેટલી પ્રતિકૂળતા વેઠીને પણ કુતૂહલ કર; અનંત વાર દેહને અર્થે આત્મા ગાળ્યો પણ હવે એકવાર આત્માને અર્થે દેહ ગાળ તો ભવ રહે નહીં; દુનિયાને ભૂલ, દુનિયાની પરવા છોડીને આત્માના રસમાં મસ્ત થઈ જા, પુરુષાર્થ કરી અંતર પડદાને તોડી નાખ!

જેમ લોકો પેઢી ચલાવતા હોય ત્યાં અમુક લાભદાયક વસ્તુનો મુખ્ય વેપાર કરે, તેમ ત્રિલોકનાથ તીર્થંકરદેવની ધર્મની ધીખતી પેઢીમાં મૂળ-પ્રયોજનભૂત-રકમો અનેક છે, તે નિર્ણયપૂર્વક અવશ્ય જાણવી જોઈએ; કહ્યું છે કે:—

अन्तो णत्थि सुईणं कालो थोओवयं च दुम्मेहा ।
तं णवर सिक्खियव्वं जिं जरमरणक्खयं कुणहि ॥ ९८ ॥

(પાહુડ-દોહા)

શ્રુતિઓનો અંત નથી, કાળ થોડો છે, અમે અલ્પબુદ્ધિવાળા છીએ, તેથી હે જીવ! તારે તે શીખવા યોગ્ય છે કે જેથી તું જન્મ મરણનો નાશ કરી શકે, મોક્ષમાર્ગમાં જરૂરીયાતવાળી કઈ કઈ રકમ છે તે અહીં દર્શાવે છે, પહેલી જ રકમ 'જિનધર્મ' મૂકી છે

૧ જિનધર્મ:—ત્રિલોકનાથ તીર્થંકરદેવની ધર્મની ધીખતી પેઢી જ્યાં અષાઢી મેઘની ધારા સમાન ધોધ માર્ગ પ્રવર્તાવનાર વાણી છૂટતી હોય તેના માર્ગનું શું કહેવું? જિનધર્મ એ જ પરમ સત્યધર્મ છે, તેની ઓળખાણદ્વારા નિર્ણય કરવો જોઈએ

૨ જિનમત:—જેણે આત્માના સ્વભાવથી રાગદ્વેષ જિત્યા તે જૈન, તેમનો મત શું? તેઓ શું કહે છે તે જાણવું જોઈએ

૩-૪. દેવ-કુદેવ:—સિદ્ધ અને અરિહંત બન્ને દેવ, તેમાં અરિહંત દેવ કોને કહેવા, તેનું લક્ષણ શું એ જાણવું જોઈએ; તેથી વિરુદ્ધ હોય તે કુદેવ છે.

૫-૬. ગુરુ-કુગુરુ:—સાચા ગુરુ કોણ છે? વેષ ધારણ કરી લીધા માટે ગુરુ-એમ નથી; દરેક પોતાને સાચા જ કહેવડાવે છે, પણ તેમાં સાચા કોણ છે, અને દંભી કોણ છે, તેનો નિર્ણય જોઈએ.

૭-૮. શાસ્ત્ર-કુશાસ્ત્ર:—અનેક શાસ્ત્રો છે તેમાંથી સાચા કયા, અને ખોટા કયા? ત્રિલોકનાથ તીર્થંકરદેવની વાણીમાં કહેવાયેલા તત્ત્વનું સ્વરૂપ બતાવનાર શાસ્ત્ર કયા છે, અને તેનાથી વિરુદ્ધ કયા છે, તેનો નિર્ણય કરવો પડશે.

બધી પ્રયોજનભૂત રકમનો યથાર્થ નિર્ણય કરવો પડશે, પ્રયોજનભૂત રકમના નિર્ણય વગર તત્ત્વજ્ઞાન હોઈ શકે નહીં, એ પ્રયોજનભૂત રકમો કહેવાય છે, તેમાં આઠ કહેવાણી, વિશેષ કહેવાશે.

આસો વદ ૧૪ ગુરુવાર.

તત્ત્વજ્ઞાનનો નિર્ણય કરવા માટે મૂળ રકમ—પ્રયોજનભૂત રકમ કઈ કઈ છે તે કહેવાય છે. વીતરાગના કહેલા માર્ગમાં આત્મસ્વભાવ શું છે, સાચાં તત્ત્વ શું અને ખોટાં માનેલાં તત્ત્વો શું છે તેનો નિર્ણય કર્યા વિના ધર્મના નામે ત્યાગ કરે, તપ કરે, વ્રત-દાન વગેરેની શુભ પ્રવૃતિ કરે અને તેમાં કષાય ઘટાડે તો પુણ્ય થાય પણ ધર્મ ન થાય જેનાથી જન્મ-મરણ મટે એવા વીતરાગે કહેલા મૂળતત્ત્વના સાચા જ્ઞાન વગર વ્રત-તપાદિ બધાં કાર્યો એકડા વગરના મીંડા સમાન છે. જિનધર્મ શું અને સર્વજ્ઞ વીતરાગનો કહેલો સાચો મત શું તે જાણવું પડશે. જગતમાં બધા જીવો પોતાના માનેલા દેવને સાચા જ કહે છે, ધર્મના નામે મો કહે છે કે અમે અમારા દેવ-ગુરુની આજ્ઞા માનીએ છીએ; પરંતુ સત્ય-અસત્યનો પરિક્ષાદ્વારા નિર્ણય કર્યા વિના સાચાં દેવ-ગુરુને માનતો હોય તોપણ તે જૂઠો જ છે, અન્ય મતિમાં અને તેનામાં જરાય ફેર નથી. એ વાત આગળ (આઠરમા

શુદ ૧ ના વ્યાખ્યાનમાં ) આવશે. જિનધર્મને સમજેલા અને સમજાવનારા સાચા ગુરુ કેવા હોય તે જાણવું જોઈએ. બાહ્ય સાધુનો વેષ ધારણ કરી લીધો હોય, અને બહારની ક્રિયા બરાબર રાખતો હોય પણ અંતરના ગુણમાં ગુરુપણાની લાયકાત ન હોય તે કુગુરુ છે. અહીં સુધીના આઠ બોલ સુધી ગઈકાલે આવ્યું હતું.

૯-૧૧. ધર્મ-અધર્મ-કુધર્મ:—ધર્મ એ તો વસ્તુનો સ્વભાવ છે એ કાંઈ બહારથી આવતો નથી. અધર્મ એટલે જેમાં ધર્મની કાંઈ ખબર જ ન હોય, એ તરફનું વલણ જ ન હોય એ અધર્મ છે; ધર્મ તો વસ્તુનો સનાતન સ્વભાવ છે, એ કાંઈ સાધારણ નથી. ચાર જ્ઞાનના ધણી ગણધરદેવ અને ઇન્દ્ર, ચક્રવર્તી વગેરે મહાન વ્યક્તિઓ જેનો આદર કરે છે એવો ધર્મ તે સાધારણ આલીમ્દુવાલી લોકો કહે છે તેવો ન હોય. ધર્મ તો અપૂર્વ ચીજ છે. ધર્મને નામે ઘણાં ઉપદેશ કરે છે કે ખૂબ પુણ્ય કરો એટલે ધર્મ થશે, પુણ્ય કરી કરીને પુણ્યનો સમુદ્ર છલકાવી દો એટલે પુણ્ય ફાટીને તેમાંથી ધર્મ પ્રગટ થશે, એનો અર્થ એવો થયો કે ખૂબ ઝેર પીતાં પીતાં અમૃતનો સ્વાદ આવી જશે; એમ કહેનાર પોતે ધર્મનું સ્વરૂપ સમજ્યા નથી; પુણ્ય તો બંધભાવ છે, જે ભાવે પરાધીનતા થાય, બંધન પડે તે ભાવે સ્વાધીનતારૂપ ધર્મનો અંશ પણ થાય નહીં. ધર્મના સ્વરૂપથી વિપરીત માન્યતા તે કુધર્મ છે. હિત-અહિતનો જ્યાં બિલકુલ વિચાર જ નથી, માર્ગ તરફનું વલણ જ નથી તે અધર્મ છે

૧૨-૧૩. હેય-ઉપાદેય:—આદરવા યોગ્ય તત્ત્વો કયા કયા છે અને ત્યાગવા યોગ્ય તત્ત્વો કયા કયા છે, તેનો નિર્ણય કરવો જોઈએ.

સાચા દેવ-ગુરુ-ધર્મનો સંશયરહિત ચોક્કસપણે નિર્ણય કરવો જોઈએ; અજ્ઞાનપણું તે બચાવ નથી પણ દોષ છે. લોકો કહે છે કે "આંધળાની ગાયના અલ્લા રખવાળ" એ વાત અહીં ધર્મમાં ચાલે તેમ નથી. આ તો જન્મ-મરણ ટાળવાની વાત છે; પરમ સત્ય ધર્મમાં અંધ શ્રદ્ધાથી ધર્મ થઈ જાય એવું અહીં પોપાબાઈનું રાજ નથી; આ તો સ્વરૂપ-માર્ગ છે, અનંતા તીર્થંકરોનો માર્ગ છે; તેમાં તત્ત્વની શ્રદ્ધામાં જરા પણ ખામી ચાલે નહીં

૧૪-૧૬. તત્ત્વ-અતત્ત્વ-કુતત્ત્વ:—સર્વજ્ઞ ભગવાને કહેલા નવ તત્ત્વનું સ્વરૂપ શું? તત્ત્વથી વિપરીત શું? અજ્ઞાનીઓએ માનેલું તત્ત્વનું સ્વરૂપ તે કુતત્ત્વ શું? અને ખાલી જુઠ્ઠી વાતોથી કલ્પનાદ્વારા બીજાઓએ માનેલું શું છે? એ બધાનો યથાર્થ નિર્ણય આગમદ્વારા કરવો જોઈએ.

૧૭-૧૯. માર્ગ-કુમાર્ગ-અમાર્ગ:—સર્વજ્ઞ ભગવાને કહેલો મોક્ષનો માર્ગ શું છે, તેનાથી વિપરીત કુમાર્ગ શું છે અને હિત-અહિતનો જ્યાં બિલકુલ વિચાર જ નથી, માર્ગ તરફનું વલણ જ નથી એવો અમાર્ગ શું છે તે જાણવું જોઈએ.

પ્રશ્ન:—અમાર્ગમાં તો માર્ગ તરફનું વલણ જ નથી, તો તે અમાર્ગ કરતાં તો કુમાર્ગ (ખોટો માર્ગ) સારો ને?

ઉત્તર:—એ બેમાંથી એકે માર્ગ સારો નથી. સાચું ન સમજાય અને ઊંધી માન્યતાના લાકડાં ખોસી દે એ માર્ગને સારો કેમ કહેવાય? કુમાર્ગ અને અમાર્ગ બન્ને ખરાબ છે.

૨૦-૨૧. સંગતિ-કુસંગતિ:—સત્સંગ કોણ અને અસત્સંગ કોણ? સાચી વાત ક્યાંથી મળે છે તે જાણવું જોઈએ.

૨૨-૨૩. સંસાર-મોક્ષ:—સંસાર અને મોક્ષ કોને કહેવાં? સ્ત્રી, મકાન, લક્ષ્મી, કુટુંબ વગેરે પર પદાર્થોમાં આત્માનો સંસાર નથી, પણ શરીર મારૂં, હું પરનું કાંઈ કરી શકું, પુણ્યથી મને લાભ થાય, પુણ્ય કરતાં કરતાં ધર્મ થાય એવા પ્રકારની ઊંધી માન્યતા તે સંસાર છે, તે આત્માની ક્ષણિક વિકારી અવસ્થા છે; અને પુણ્ય-પાપ રહિત સ્વભાવનું ભાન અને સ્થિરતાદ્વારા પૂરેપૂરી પવિત્રતારૂપ પોતાની નિર્મળ દશા તે મોક્ષ છે, તે પણ આત્માની અવસ્થા છે. મોક્ષ બહારથી આવતો નથી, તેમજ મોક્ષ માટે ક્યાંઈ જવાનું નથી, પણ આત્મામાંથી જ પુરુષાર્થદ્વારા મોક્ષદશા પ્રગટે છે.

પ્રશ્ન:—જૈનધર્મ તો બધાયથી અતરો (મેળ વગરનો) છે!

ઉત્તર:—જૈનધર્મ સ્વભાવ સાથે તદ્દન મેળવાળો છે. કોઈ

અસત્ય ધર્મ સાથે આ સત્યાર્થ ધર્મને મેળ નથી, તેથી અસત્યથી સદંતર અંતરો છે મેળ બેસાડવા ખાતર કાંઈ ઝેર અને અમૃતને સરખાં ન મનાય ! બ્રહ્મચારી હોય તે વેશ્યાવાડે જાય નહીં, તેમ જૈનધર્મની અન્યધર્મ સાથે સરખામણી હોય નહીં મોક્ષદશામાં એક આત્મા બીજા આત્મામાં ભળી જતો નથી, પણ પૂર્ણ પવિત્રતા પ્રગટ કરી તે ભગવાન અનંત કાળ સુધી પોતાના સ્વરૂપની શાંતિ અને અનંત સુખનો ભોગવટો કરે છે જગતના દુઃખ દેખીને ભગવાન અવતાર લેતા નથી, ભગવાન તો વીતરાગ છે. નિવૃત્તિ લઈને સત્સમાગમે સત્નો નિર્ણય કરવો જોઈએ આ તત્ત્વનિર્ણય માટે પ્રયોજનભૂત ક્રમસર કહી કહી છે તે કહેવાય છે

૨૪-૨૫ જીવ-અજીવ—જીવ કોને કહેવાય અને જડ કોને કહેવાય એ બન્નેનો યથાર્થ લક્ષણોદ્વારા નિર્ણય કરવો જોઈએ હાથી, કીડી માણસ વગેરે જીવ છે એમ લોકો કહે છે પણ હાથી વગેરે તો શરીર છે તે શરીર તો છૂટી જાય છે, તે શરીરમાં રહેલો જાણનાર તે જીવ છે, અને શરીર તે અજીવ છે શરીર કાંઈ જીવ સાથે આવતું નથી, કેમકે તે જીવથી જુદી વસ્તુ છે, અજીવ છે આત્મા તો અમ યોગી જ્ઞાન આનંદની મૂર્તિ છે

૨૬ આસ્રવ—પુણ્ય-પાપના વિકારી ભાવ તે બન્ને આસ્રવ ભાવ છે વ્રત તપના વિકલ્પ પણ આસ્રવ છે આત્માના ભાન વિના તો વ્રત, તપ કે ત્યાગ સાચા હોય જ નહીં બાહ્ય લૌકિક નીતિ, સત્ય બોલવું વગેરે તથા ધર્મના બાનાની (એટલે ખરેખર ધર્મની નહિ પણ ધર્મના નામે માનેલી) શુભભાવની ક્રિયા તે પણ જૈન ધર્મ નથી તે આસ્રવ છે, વિકાર છે, બંધન છે, જૈનધર્મ તો આત્માનું વીતરાગ સ્વરૂપ છે તેના ભાન વિના ભક્તિ, વ્રત, પૂજા વગેરેના શુભભાવ કરે તો પુણ્ય બંધાય, તે આસ્રવ છે, તેમાં ધર્મ નથી

૨૭-૨૮ સંવર નિર્જરા—આત્માના ક્યા ભાવથી નવો આસ્રવ અટકે રોકાય અને ક્યા ભાવથી પૂર્વના પુણ્ય-પાપનો અંશે અભાવ થાય, તેનો બરાબર નિર્ણય કરવો જોઈએ આત્માના ભાન

વિના સંવર-નિર્જરા યથાર્થ હોઈ શકે નહીં. લોકો માને કે કેટલા છોડી દીધા માટે તપ થયો અને નિર્જરા થઈ, ઉપવાસ કરીને શરીર સુકાણું માટે અંદર ધર્મ થયો હશે-એમ શરીર ઉપરથી ધર્મનું માપ કાઢે છે પણ હજી ધર્મ તે શું ચીજ છે, અને તે ક્યાં છે તેની જ ખબર નથી; ધર્મસ્વરૂપ આત્માની ઓળખાણ વગર ધર્મ ક્યાંથી થાય? અને તે વિના સંવર-નિર્જરા થાય નહીં. આત્માના ભાન વિના કાળની નિર્જરા કરે એટલે કે એનો વખત ધર્મને માટે નકામો જાય.

૨૯. બંધ:—પુણ્ય-પાપ બન્ને બંધન છે. પાપ છોડવા માટે પુણ્ય બરાબર છે, પણ ધર્મ ચીજ પુણ્યથી જુદી છે. જે ભાવે બંધ પડે તે ભાવે આત્માના અબંધ સ્વભાવરૂપ ધર્મ થાય નહિ.

વીતરાગમાર્ગમાં જરૂરીયાતની રકમોનો બરાબર નિર્ણય ન કરે અને ધર્મના નામે બાહ્ય પ્રવૃત્તિમાં રોકાય તેથી ભવ ઘટે નહીં, ધર્મ ન થાય.

૩૦. મોક્ષ:—પહેલાં ત્રેવીસમી રકમમાં 'મોક્ષ' આવ્યું હતું તે સંસાર અને મોક્ષ એ બે અવસ્થાની વાત હતી, અહીં સાત તત્ત્વમાંથી મોક્ષતત્ત્વની વાત છે.

૩૧-૩૬. જીવ, પુદ્ગલ, ધર્મ, અધર્મ, આકાશ અને કાળ:— આ છએ દ્રવ્યો જગતની ત્રિકાળી વસ્તુઓ છે. જીવો અનંત છે, પુદ્ગલો અનંતાનંત છે, ધર્મ અને અધર્મ એ બે દ્રવ્યો આખા લોકમાં વ્યાપક છે. સર્વજ્ઞ વીતરાગદેવ સિવાય બીજાના મતમાં ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય દ્રવ્યનું યથાર્થ સ્વરૂપ આવ્યું નથી. લૌકિક રીતે નિર્ણય કરી લેવો તે નિર્ણય યથાર્થ નથી. આકાશ તે સર્વવ્યાપક વસ્તુ છે, અને કાળદ્રવ્યના અસંખ્યાતા અણુઓ છે તે લોકાકાશમાં વ્યાપીને રહેલ છે.

૩૭ વસ્તુ:—વસ્તુ કોને કહેવાય? વસ્તુ ત્રિકાળી રહે, તેનો કદી નાશ થાય નહીં. દરેક વસ્તુ સ્વતંત્ર જ હોય, કોઈ દ્રવ્ય પરાધીન હોય નહિ.

૩૮-૪૦ દ્રવ્ય-ગુણ-પર્યાય:—દ્રવ્ય એટલે ગુણોનો સમુદાય;

દરેક દ્રવ્યના ગુણ જુદા જુદા છે. વસ્તુના સર્વ ભાગમાં અને તેની ત્રણેકાળની સર્વ અવસ્થામાં રહે તે ગુણ છે; દરેક વસ્તુમાં અનંતગુણ છે; અને તે દરેક ગુણની સમયે-સમયે અવસ્થા બદલ્યા કરે છે-ગુણોનું પરિણમન થયા કરે છે, તેને પર્યાય કહે છે.

આવા શબ્દો પણ બીજે ક્યાંય સાંભળ્યા ન હોય. વસ્તુના જ્ઞાન વગર ધર્મ કરવા નીકળી પડયા, પણ ધર્મ તે કયાં છે તેનું ભાન ન મળે. બહારમાં ધનથી આત્માને કિંચિત્ માત્ર લાભ નથી, અહીં તો આત્માના અંતર-ધનની વાત થાય છે. પૈસાથી લાભ નથી તેમજ નુકશાન પણ નથી. પરવસ્તુ નુકશાન કરતી નથી પણ તે પ્રત્યેની મમતા નુકશાન કરે છે.

પ્રશ્ન:—પૈસા નુકશાન કરતા નથી, ત્યારે પૈસા રાખી મૂકવામાં વાંધો નથીને?

ઉત્તર:—પૈસા નુકશાન કરતા નથી એમ કહ્યું ને સાચું, પણ તેમાં પૈસાની મમતા કરવી અને પૈસા રાખી મૂકવાનો ભાવ કરવો તથા તૃષ્ણા ન ઘટાડવી એમ ક્યારે કહ્યું? તું તારા ભાવમાં પૈસા ઉપરની તૃષ્ણા ઘટાડને! ધનના પ્રમાણમાં મોહ નથી પણ તે પ્રત્યેની તૃષ્ણાના પ્રમાણમાં મોહ અને બંધન છે. કોઇને ઓછું ધન હોય અને મમતા ઘણી હોય, કોઇને ઘણું ધન હોય અને મમતા થોડી હોય.

દ્રવ્ય શું અને પર્યાય શું? સિદ્ધ તે દ્રવ્ય નથી, પણ આત્માની નિર્મળ પર્યાય છે. રાગ તે જીવની અવસ્થા છે કે જડની અવસ્થા છે, કઇ અવસ્થા કયા દ્રવ્યની છે તે જે પ્રકારે છે તે પ્રકારે જાણવું જોઇએ.

૪૧. દ્રવ્યપર્યાય:—વસ્તુના આકારના ક્ષેત્રાંશને દ્રવ્યપર્યાય કહેવાય છે. દરેક દ્રવ્ય પોતપોતાના ક્ષેત્રમાં જ રહેલું છે, આત્મા અસંખ્ય પ્રદેશી છે તે તેનું સ્વક્ષેત્ર છે. 'એક જ આત્મા છે અને તે સર્વ વ્યાપક છે' એ વાત ખોટી છે. અનંતા જીવો છે તે દરેક ત્રણેકાળ જુદા જ છે, દરેકની દ્રવ્યપર્યાય જુદી જુદી છે.

પ્રશ્ન:—હાથીના શરીરમાં રહેલો જીવ કીડીના શરીરમાં કેવી રીતે સમાય?

ઉત્તર:—હાથીના શરીરમાં હોય ત્યારે જીવના અસંખ્ય પ્રદેશો તે આખા શરીરમાં વ્યાપી જાય છે અને કીડીના શરીરમાં સંકોચાઈ જાય છે, તોપણ આત્માના પ્રદેશોની સંખ્યામાં જરાપણ વધઘટ થતી નથી. કીડીનોય આત્મા અસંખ્ય પ્રદેશી છે અને હાથીનો ય આત્મા અસંખ્ય પ્રદેશી છે. વળી આત્માના ગુણોમાં પણ વધઘટ થતી નથી. જેટલા ગુણો સિદ્ધ ભગવાનના છે તે બધા ગુણો દરેક આત્મામાં સદાય ભરેલા છે, અનાદિથી સંસારમાં હોવા છતાં જીવનો એક પણ ગુણ ઓછો થયો નથી. વસ્તુ સ્વતંત્ર છે તે કોઇને આધીન નથી. આ વાત અપૂર્વ છે, એની એકવાર હા તો પાડ! હા પાડ તો સિદ્ધ છો અને ના પાડી તો નિગોદમાં જઈશ!

૪૨. અર્થપર્યાય:—પ્રદેશત્વગુણ સિવાયના બીજા ગુણોના પરિણમનને અર્થપર્યાય કહેવાય છે.

૪૩. વ્યંજનપર્યાય:—વ્યંજનપર્યાયને દ્રવ્યપર્યાય પણ કહેવાય છે. વસ્તુનો આકાર તે વ્યંજનપર્યાય છે. શરીરનો આકાર જુદો, આત્માના પ્રદેશોનો આકાર તે આત્માની વ્યંજનપર્યાય છે. વર્તમાન દેહપ્રમાણે આત્માનો આકાર છે, પણ શરીરનો આકાર જુદો અને આત્માનો આકાર જુદો; કોઈ કોઇને પ્રેરણા કે મદદ કરતું નથી, બન્ને સ્વતંત્ર છે.

આ બધી મૂળ રકમો કહેવાય છે; આ રકમોનું મૂળ સ્વરૂપ ન જાણે તો તે જૈન નથી, પછી શ્રાવક કે સાધુ તો હોય જ ક્યાંથી?

પ્રશ્ન:—દરવર્ષે દાદાની જાત્રા કરવા જઇએ છતાં પણ શ્રાવક નહીં?

ઉત્તર:—ડુંગર ઉપર ચડયા કે મૂર્તિનાં દર્શન કર્યાં તેથી કાંઈ ધર્મ થઈ જતો નથી, મૂર્તિમાં કે ડુંગરમાં કાંઈ આત્માનો ધર્મ ગરી ગયો નથી, એ તો નિમિત્તો છે. નિમિત્ત પણ ક્યારે કહેવાય? કે પોતાનું અક્રિય વીતરાગ સ્વરૂપ પોતે જાણે, પછી અપૂર્ણ દશામાં જે

રાગ રહ્યો તે રાગનું એ નિમિત્ત છે. ખરેખર તો પોતાના પૂર્ણ પરમાત્મ સ્વરૂપને સંભારે છે, ત્યાં "અહો ! આજ પરમાત્મા છે" એમ મૂર્તિમાં વીતરાગની સ્થાપના કરે છે એટલો મૂર્તિમાં આરોપ કે, તે સ્થાપનાનિક્ષેપ કહેવાય છે. સ્થાપના એટલે સ્થાપન કરવું, થાપણ મૂકવી; જેને તત્ત્વજ્ઞાન થાય તેને દેવ વગેરેની ઓળખાણ થાય અને તે સાચી ભક્તિ કરી શકે, પણ મૂળ સ્વરૂપનું જ જેને ભાન નથી તે સ્થાપના કરશે કોની ? હજી જેને વીતરાગ ભગવાને કહેલા તત્ત્વોના નામની પણ ખબર નથી તે મૂળ તત્ત્વોનો નિર્ણય કરશે શી રીતે ?

૪૪. અસમાનજાતિ:—આત્મા અને શરીર બન્ને અસમાન છે, જુદી જુદી વસ્તુઓ છે, તે બન્નેના સંયોગે મનુષ્ય વગેરે પર્યાય કહેવી તે અસમાનજાતિ પર્યાય છે. શરીર અને આત્મા અસમાનજાતિ છે તેથી આત્મા શરીરનું કાંઈ ન કરી શકે અને શરીરથી આત્માનું કાંઈ ન થાય. શરીરને આશ્રયે આત્મા ધર્મ કરી શકે નહીં, કેમકે બંનેની જાત જુદી છે. આત્મા અરૂપી જાણનાર સ્વરૂપ વસ્તુ છે તે દેહાદિ રૂપી જડ વસ્તુનું કાંઇ પણ કરી શકે નહિ, અને પર દ્રવ્યો આત્માનું કાંઈ કરે નહીં.

૪૫. વિભાવ દ્રવ્ય વ્યંજનપર્યાય:—પર દ્રવ્યના નિમિત્તથી થતી વિકારી આકારની અવસ્થાને વિભાવ દ્રવ્ય વ્યંજનપર્યાય કહે છે, આ પર્યાય જીવ અને પુદ્ગલોમાં જ હોય છે. વિભાવ=વિકારી, દ્રવ્ય=વસ્તુ, વ્યંજનપર્યાય=પ્રગટ અવસ્થા. મનુષ્ય, નરક, દેવ વગેરે જીવની વિભાવ વ્યંજનપર્યાય છે, અને સ્કંધ તે પરમાણુની વિભાવવ્યંજનપર્યાય છે.

કોઈને એમ થાય કે—એક કલાકમાં અનેક પ્રકારની વાત આવે, એમાં પકડવી તે કેટલીક ? તો મૂળ વસ્તુ સમજાવવા માટે બધા પડખાંની વાતો આવે, છતાં જન્મ-મરણ ટાળવા માટે જેને સત્‌ની જિજ્ઞાસા અંતરથી જાગી છે તે મૂંઝાય નહીં. આ મૂળ રકમોનો નિર્ણય કર્યા વિના જન્મ-મરણ ટાળવાનો ઉપાય હાથ આવે નહીં.

૪૬. સ્વભાવવ્યંજનપર્યાય:—પરનિમિત્તના સંયોગ વગર પ્રદેશત્વગુણની જે પર્યાય થાય છે તેને સ્વભાવવ્યંજનપર્યાય કહેવાય છે; જીવની સિદ્ધપર્યાય અને એક છૂટો પરમાણુ તે સ્વભાવવ્યંજનપર્યાય છે.

૪૭ સ્વભાવઅર્થપર્યાય:—અગુરુલઘુગુણના પરિણમનને સ્વભાવપર્યાય અથવા તો સ્વભાવઅર્થપર્યાય કહે છે, તે સૂક્ષ્મ છે. ચોપડાનાં નામાં મેળવવા માટે રાતે જાગીને પણ મેળ મેળવે છે, તો આ તો ભગવાનના ચોપડા સાથે નામું મેળવવું છે; આ મોંઘું માન્યું છે તેથી મોંઘું પડે છે, ખરેખર મોંઘું નથી. આ તો એના ઘરની વાત છે, ઘરની વાતને મોંઘી કેમ કહેવાય?

૪૮. શુદ્ધઅર્થપર્યાય—પરની ઉપાધિ રહિત પ્રદેશત્વગુણ સિવાયના ગુણની પર્યાયને શુદ્ધઅર્થપર્યાય કહે છે. કેવળજ્ઞાન તે શુદ્ધ અર્થપર્યાય છે

૪૯ અશુદ્ધઅર્થપર્યાય:—પરની ઉપાધિથી જે અવસ્થા થાય તે અશુદ્ધઅર્થપર્યાય છે: રાગ-દ્વેષ-તે પરની અપેક્ષાથી થાય છે તે અશુદ્ધઅર્થપર્યાય છે

૫૦ સામાન્યગુણ:—જે ગુણ બધા દ્રવ્યોમાં હોય તેને સામાન્યગુણ કહે છે. અસ્તિત્વ, વસ્તુત્વ, દ્રવ્યત્વ, પ્રમેયત્વ, અગુરુલઘુત્વ, પ્રદેશત્વ વગેરે સામાન્યગુણો છે તે બધી વસ્તુઓમાં હોય છે.

૫૧. વિશેષગુણ:—જે ગુણ બધા દ્રવ્યોમાં ન હોય એવા ગુણને વિશેષગુણ કહે છે. આત્માના જ્ઞાન, દર્શન વગેરે ગુણો છે તે બીજા દ્રવ્યોમાં નથી તેથી જ્ઞાન, દર્શન વગેરે આત્માના વિશેષગુણો છે; વર્ણ, ગંધ, રસ, સ્પર્શ તે પરમાણુના વિશેષગુણો છે.

આ પ્રમાણે સર્વજ્ઞ ભગવાને કહેલ ૫૧ રસ્મોનો જ્યાંસુધી યથાર્થ નિર્ણય ન કરે ત્યાંસુધી તેને શ્રાવકપણું, મુનિપણું કે પચ્ચખાણ વગેરે કાંઈ હોઈ શકે નહિ, તે જૈન પણ નથી કોઈ યથાર્થ તત્ત્વનિર્ણય ન કરે અને પોતાની કલ્પનાથી કે કોઈ અજ્ઞાની ગુરુના કહેવાથી તત્ત્વનું સ્વરૂપ ગમે તેમ કલ્પી બેસે તો તત્ત્વનિર્ણયમાં અનાદિનો ગોટો છે તે રહેશે, અને યથાર્થ તત્ત્વનિર્ણય વિના જન્મ મરણ ટળશે નહીં.

સર્વજ્ઞ ભગવાનને નિશ્ચય-વ્યવહારરૂપ બે પ્રકારના કથનને આશ્રયે બે જાતિના ગુણ હોય છે. નિમિત્તનું જ્ઞાન કરાવવા અને અશુભભાવ છોડાવવા માટે પરાશ્રિત વ્યવહારનું કથન ભગવાનની વાણીમાં પણ આવે. વ્યવહાર એટલે નિમિત્તથી કથન, અને નિશ્ચય એટલે પોતાથી કથન; વળી બાહ્ય અને અભ્યંતર એવા ભેદથી પણ બે પ્રકારના ગુણો સર્વજ્ઞને હોય છે, તેમાં જેટલા શરીરાશ્રિત ગુણથી ભગવાનને ઓળખાવવા, સ્તુતિ વગેરે કરવી તે બાહ્ય ગુણો છે-એટલે કે કહેવામાત્ર છે, નિશ્ચયથી આત્માના એકે ગુણો શરીરાશ્રિત નથી, આ[illegible] જ્ઞાન, દર્શન વગેરે ગુણો છે તે સ્વાશ્રિત જ છે-એ અભ્યંતર [illegible]નના સ્મરણથી ભગવાનને ઓળખાવે કે સુંદર શરીર, દિવ્ય-વાણી વગેરેથી ઓળખાવે પણ તે શરીર, વાણી વગેરે ખરેખર ભગવાનનું સ્વરૂપ નથી, ઘીના ઘડા એ કહેવામાત્ર વ્યવહાર છે, કાંઈ ઘડા ઘીના ન હોય, તેમ ભગવાનનું શરીર એમ વ્યવહારે બોલાય છે, ખરેખર ભગવાનને શરીર નથી, ભગવાન તો આત્મા છે.

ભગવાને કહેલા નિશ્ચય-વ્યવહારનું સ્વરૂપ જુદું જુદું છે અને તેનું ફળ પણ જુદું જ છે. વ્યવહારનું ફળ સંસાર છે અને નિશ્ચયનું ફળ મોક્ષ છે. ભગવાનના ગુણના અભ્યુદય અને નિઃશ્રેયસ એવા પણ બે પ્રકાર છે. અભ્યુદય એટલે પુણ્યના ઠાઠ અને નિઃશ્રેયસ એટલે મોક્ષ છે. ખરેખર તો ભગવાનને પુણ્ય છે જ નહીં, એ તો પુણ્ય-પાપ રહિત વીતરાગ છે. વચન વિવક્ષાથી એટલે કે વચનદ્વારા કહી શકાય એવા સંખ્યાતા ગુણો આત્મામાં છે, અને વસ્તુ સ્વરૂપની અપેક્ષાએ અનંતગુણો છે, પણ અનંતગુણો વચનથી કહી શકાતા નથી

મોક્ષમાર્ગની પ્રયોજનભૂત રકમોને યથાર્થ નિર્ણયદ્વારા જાણ્યા વિના ભવનો અંત આવે નહીં આમાં બહારનું કાંઈ કરવાનું ન આવ્યું પણ અંદરની સાચી સમજણ કરવા ઉપર વજન આવ્યું પડેલા સમજણ વગર કરશે શું? ઘરની બહાર નીકળવા માટે કઈ દીશા તરફ ચાલવું તેની આવળા માણસને ખબર હોય નહીં, અને દીશા જાણ્યા વગર જેમને એમ ચાલવા માંડે તે ભીંત સાથે ભટકાય, પણ જો કોઈ તેને દીશા બતાવે અને તેના પોતાના ખ્યાલમાં બેસે કે-નાકની

દાડી સામે બગબર બારણું છે, તો એ સમજણ થતાં ઝટ તેના પગની ગતિ થાય અને મૂઝવણ ટળી જાય. તેમ આ સંસારથી બહાર શી રીતે નીકળવું? આત્મા શું, તેનો ધર્મ ક્યાં થાય, શી રીતે થાય– એનો સાચો નિર્ણય કર્યા વિના પુરુષાર્થની ગતિ ક્યાં કરવી તેની મૂઝવણ થયા કરે અને સંશય રહ્યા કરે, પણ સાચું સ્વરૂપ જાણે તો તે તરફ પુરુષાર્થની ગતિ થાય અને સંશય ટળે; માટે સૌથી પહેલાં સાચી સમજણ કરવી જોઈએ.

અનાદિથી શરીરના પ્રપંચને પોતાનું જાણ્યું છે, જાણનાર પોતે પોતાને ન જાણતાં પરમાં પોતાપણું માની બેઠા અનાદિથી પોતા તરફ લક્ષ કર્યું નથી, એટલે પોતાની હયાતિ પરમાં દેહાદિમાં, દેહની ક્રિયામાં અને પુણ્ય-પાપમાં માની રહ્યો છે, પણ શરીરાદિથી જુદું અંદરમાં પોતાનું ચૈતન્યસ્વરૂપ છે તે દેખાતું નથી એટલે બહારમાં લક્ષ કરી તેમાં સુખ-દુઃખની કલ્પના કરે છે અને પરથી લાભ-નુકશાન માને છે આ રીતે આ જીવ અનાદિકાળથી સસારમાં ભમતો મિથ્યા બુદ્ધિવડે પર્યાયના પ્રપંચને સત્યરૂપ જાણી તેમાં મગ્ન થયો થકો પ્રવર્તે છે; લોકોમાં માન મળે એવી વાત ઝટ બેસી જાય છે ધર્મના નામે અપાસરે જાય, ત્યાં આગળ બેસાડે અને ત્યાં મહારાજ કરે શેઠના વખાણ અને શેઠ કરે મહારાજનાં વખાણ–મઝે સામસામા વખાણ કરે અને ખોટપને પોષી તેમાં ધર્મ માની સંતોષાઈ જાય, એમ હા-હો-હરિફાઈમાં સલવાઈ જાય છે. એ બધા ઉપાય કરવા છતાં પણ દુઃખ તો કાયમ બની જ રહ્યું છે. ખોટા ઉપાયથી દુઃખ ટળતું નથી. દુઃખનું મૂળ કારણ તો અજ્ઞાનજનિત ઈચ્છારૂપી રોગ છે–તે અનાદિનો છે. ઇચ્છારૂપી રોગ શું અને તે કેમ મટે એ તો જીવ જાણતો નથી અને અન્યરીતે ઈચ્છારૂપી રોગ વધે તેવા ઉપાય કરે છે.

જેમ કોઈને મૃગીનો રોગ (વાઈનો રોગ) હોય તો તે રોગ કોઈવાર ઘણો પ્રગટ હોય અને કોઈવાર થોડો પ્રગટ હોય પણ તે રોગ અંતરમાં તો રહ્યા જ કરે છે, નિરોગ થતો નથી રોગીને ભય તો નિરંતર રહ્યા કરે છે; પણ પુણ્યનો ઉદય આવે અને પોતાના ઉપાયને ખોટા જાણે તો તે સાચા ઉપાયનો નિશ્ચય કરવાનો અભિલાષી

થાય; રોગ મટાડવા માટે તે રોગ જેણે ટાળ્યો છે એવા સાચા ઉપાય બતાવનાર સાચા વૈદને ગોતે, પછી "આ જ સાચા વૈદ છે એ મારો રોગ જરૂર ટાળશે" એવો તેનો વિશ્વાસ કરે અને પછી તે વૈદના કહેવા પ્રમાણે ઉપચાર કરે તો રોગ જાય; તેમ આત્માને રાગ-દ્વેષ અજ્ઞાનરૂપી મહાન રોગ પોતાની ભૂલથી અનાદિનો લાગુ પાડ્યો છે, જન્મ-મરણરૂપી રોગનું મૂળકારણ અજ્ઞાન છે તે કેમ મટે તેની ઝંખના થતાં, અકષાય કરુણાના ભંડાર ત્રિલોકનાથ તીર્થંકર ભગવાન જે પરમવૈદ છે તેને ઓળખે, તેના કહેલા તત્ત્વોનો નિર્ણય કરે, અને પછી તેમનો કહેલો ઉપાય કરે તો રોગ ટળે, દુઃખ ટળે ને સુખી થાય; એ કઈ રીતે થાય તે કહેવાશે.

શ્રાવણ વદ ૦)) શનિવાર.

ઈચ્છા એ જ રોગ છે. ઈચ્છા કોને થાય? કે જેને કાંઈ દુઃખ હોય તેને દુઃખથી છૂટવા માટે ઈચ્છા થાય, તેથી ઈચ્છા કરે તે દુઃખી છે. ઈચ્છા નામનો રોગ અનાદિકાળથી જીવને વળગ્યો છે. આત્માને પરવસ્તુની ઈચ્છા તે રોગ છે. જેમ કોઈને વાયનો રોગ હોય અને તે ઘણા કાળથી ખોટા ઉપાય કરી કરીને થાકયો હોય તે ઉપાયને જ્યારે ખોટા જાણે ત્યારે સાચા ઉપાય કરે.

પ્રશ્નઃ—અમારા ઉપાય તો સાચા છે. અમે ધન મેળવવાના ઉપાય કરીએ તો ધન મળે-તો પછી અમારા ઉપાય ખોટા કેમ?

ઉત્તરઃ—ઈચ્છાનું દુઃખ ટાળવા માટે એ ઉપાય તદ્દન ખોટા છે. ધન મળ્યું ત્યાં ફટ બીજી ઈચ્છા ઉભી જ છે. રૂપીઆ મળે, મોટાઈ મળે, આયડી-છોકરાં હોય-ત્યાં મરણનાં ટાણાં આવે-એટલે જીવવાની ઈચ્છાનું દુઃખ થાય પણ આયુષ્ય પૂર્ણ થઈ ગયું ત્યાં ધન વગેરે કોઈ સાલ નાંખી શકે તેમ નથી, અને પોતાની ઓળખાણ વગર મરીને કીડી-કાગડા વગેરેમાં જાય, આમાં કયો ઉપાય સાચો છે? પર વસ્તુની ઈચ્છા તે જ રોગ છે. પોતાનાં સુખ માટે પરવસ્તુની ઈચ્છા કરી એટલે પોતાને તો નમાલો-સુખ વગરનો માન્યો. આત્મામાં જ સુખ છે એનું ભાન નથી તેથી આત્મા સિવાય પર વસ્તુને મહત્તાના ભાવરૂપી

ઈચ્છાનો રોગ અનાદિથી વળગ્યો છે, અનંત ઉપાય કર્યાં છતાં તે રોગ હજી મટ્યો નથી, અને ઈચ્છાનું દુઃખ તો થઈ જ રહ્યું છે; માટે તે ઉપાય જ ખોટા છે

વાઈના રોગવાળો જાણે કે પહેલાં કરેલા બધા ઉપાયો ખોટા છે, વાઈના રોગથી શરીર કંપે છે, તે વાઈના રોગના વૈદ્ય કોણ છે કે જે નાડ પારખુ હોય; શીઘ્ર જેને રોગનું સ્વરૂપ પારખી લે એવા વૈદ્ય કોણ છે તેનું સ્વાશ્રિત જ્ઞાન હોવું જોઈએ એક એવા વૈદ્ય હતા કે પાણીનું બેડું ભરીને જતી બાઈની શીકલ ઉપરથી પારખી લીધું કે આ બાઈને એવો રોગ છે કે હમણાં મરી જશે, ઘરે પહોંચવાની નથી, તેનું બેડું સામેથી લઈ લ્યો! એમ કહ્યું અને થોડી વાર થઈ ત્યાં તો બાઈ એકદમ પડી ગઈ અને મરણ પામી એમ સ્વાશ્રય સંપૂર્ણ જાણપણું હોય, રોગ શું, નિરોગ શું, ઔષધ શું અને પથ્ય શું એ બધું જાણતા હોય તે સાચા વૈદ્ય છે અહીં દૃષ્ટાંતમાં પણ, દરદી આવે અને ચોપડીમાં રોગનું નામ જોવું પડે તેવા વૈદ્યને નથી લીધા, પણ સ્વાશ્રિત જાણકાર વૈદ્યને લીધા છે, તેમજ દરદી પણ એવો લીધો છે કે જેણે પોતાનો રોગ ભાસ્યો હોય, પોતે કરેલા ઉપાયો ખોટા લાગ્યા હોય, વૈદ્યની સાચી શ્રદ્ધા થઈ હોય અને રોગ ગયેલાની શીકલ જોઈને ઉત્સાહ ઉપજે કે અહા! આને રોગ ટાળીને નિરોગતા થઈ છે, મારો રોગ પણ આ રીતે મટી જશે, સામા વૈદ્યને પણ પહેલાં આગી જેમ વાઈનો રોગ હતો તે મટાડીને પોતે વૈદ્ય થયા છે એટલે તેમના કહેલા ઉપાયથી મારો રોગ જરૂર જશે એમ શ્રદ્ધા લાવી વૈદ્ય પાસે જાય, કેમકે વૈદ્ય વિના રોગનું દુઃખ જાય નહીં.

આત્મા તો અખંડ અકંપ સ્થિર સ્વરૂપ છે, તે અકંપ સ્વરૂપને ભૂલીને પર વસ્તુની ઈચ્છાનો કંપવા આવે છે તે આત્માને વાઈનો રોગ અનાદિથી છે તે રોગને ટાળનાર વૈદ્ય એટલે કે સાચા ગુરુ કોણ છે? એ વૈદ્યને લક્ષણોથી બરાબર ઓળખવા જોઈએ; કેમકે અજાણ વૈદ્ય યમ બરાબર છે, માટે સાચા વૈદ્યનો (અહીં સદ્‌ગુરુ તે વૈદ્યને સ્થાને છે) જ્યાંસુધી સમાગમ ન મળે ત્યાંસુધી ઔષધિ ન લેવી સારી છે, પણ ખોટા વૈદ્યની ઔષધિ કરવાથી તો ઘણું દુઃખ થાય

છે. સાચી દવા ન મળે તેથી કાંઈ ઝેર ન લેવાય. સાચા ઉપાય ન મળે-એટલે ખોટા ઉપાય ન કરાય. આ જીવને આકુળતા જેનું લક્ષણ છે એવો અજ્ઞાનજનિત ઇચ્છા નામનો રોગ અનાદિથી હંમેશાં બની રહ્યો છે; કોઈ વેળા ઓછી આકુળતા થાય છે તો કોઈ વેળા વિશેષ આકુળતા થાય છે, પણ અજ્ઞાનજનિત ઇચ્છા નામનો રોગ તો કાયમ છે. તેમાં કોઈ ભવ્ય લાયક જીવને કંઈક જ્ઞાનાવરણના ક્ષયોપશમથી અને પુરુષાર્થ કરવા તૈયાર થયો હોવાથી "આ પર વિષયના સેવનથી મને શાંતિ મળી નહીં, પાંચ ઇન્દ્રિયોના વિષયમાં સુખનો અનુભવ થયો નહીં" એમ જાણી પોતાના ઉપાયોને તે અસત્ય જાણે છે; અને સાચા ઉપાયનો નિશ્ચય કરી મારો ઇચ્છા નામનો રોગ જે પ્રકારે મટે એ પ્રમાણે સત્યધર્મનું સાધન કરવું એમ નક્કી કરે છે. પરથી મને લાભ થાય એમ માનીને પર દ્રવ્યની જે ઇચ્છા કરે છે તે અજ્ઞાનજનિત ઇચ્છા છે. તે ઇચ્છારૂપી રોગ મટવાનો ઉપાય તો સાચો ધર્મ છે. અને તે ઉપાય જેમણે પહેલાં ઇચ્છારૂપી રોગ હતો અને પછી આત્માની ઓળખાણ કરી, સત્યધર્મનું સાધન કરીને એ ઇચ્છા રોગનો સર્વથા નાશ કર્યો હોય તેમના દ્વારા જાણી શકાય છે. જેટલા સિદ્ધો, કેવળી-અરિહંતો થયા તે બધાને પણ પહેલાં તો આ રોગ હતો, અજ્ઞાનદશામાં તેઓ પણ નિગોદમાં રખડતાં હતાં; પણ પછી સાચા સ્વરૂપનું ભાન કરી, સત્ધર્મનું સાધન કરી વીતરાગ થઈ ગયા, ઇચ્છા રહિત થઈ ગયા; એ સર્વજ્ઞ ભગવાન જ સાચા વૈદ્ય છે. રાગ શું, ધર્મ, સાચી પ્રવૃત્તિ, સમ્યગ્જ્ઞાન અને વીતરાગ દશારૂપ નિરોગતા એ બધાનું શરૂઆતથી અંત સુધીનું જ્ઞાન સર્વજ્ઞને જ હોય છે, અને તે જ અન્યને દર્શાવવાવાળા છે; તેથી સર્વજ્ઞ ભગવાન પરમ વૈદ્ય છે.

ભાદરવા સુદ ૧ શનિવાર

આ સત્તાસ્વરૂપ ગ્રંથમાં ગૃહીતમિથ્યાત્વના ત્યાગનો ઉપદેશ મુખ્યપણે છે. ગૃહીતમિથ્યાત્વ એટલે ગ્રહણ કરેલી ખોટી માન્યતા; જન્મ થયા પછી ઊંધી વાત નવી પકડી છે તે છોડાવવાની સત્તાસ્વરૂપમાં મુખ્યપણે વાત છે. અનાદિની જે ઊંધી પક્કડ છે તે (અગૃહીતમિથ્યાત્વ) છોડાવવાની વાત સવારે સમયસારમાં આવે છે.

પ્રથમ આ સ્થૂળ મિથ્યાત્વને છોડવાની વાત ન સમજે ત્યાંસુધી સૂક્ષ્મ મિથ્યાત્વ છોડવાની વાત પણ સમજાય નહીં. વીતરાગ દેવ-ગુરુ સિવાય બીજા સ્ત્રી-કુટુંબ વગેરે ઉપર જે પ્રેમ છે તેના કરતાં વીતરાગ દેવ-ગુરુ-ધર્મ ઉપર જો વધારે પ્રેમ ન હોય તો તેને સ્થૂળ ગૃહીતમિથ્યાત્વનો પણ ત્યાગ નથી.

જ્યાંસુધી સાચા દેવ-ગુરુ-ધર્મ પ્રત્યેની ભક્તિ અને તન-મન-ધન ખર્ચવાનો ઉલ્લાસ ન આવે, તથા પ્રથમ દશામાં તેના માનેલા કુરંજન વગેરે કુદેવાદિ માટે જેટલાં તન-મન-ધન ખરચતો હતો તેના કરતાં વધારે ભક્તિ તથા તન-મન-ધન સત્દેવ-ગુરુ-ધર્મ માટે ન ખર્ચે ત્યાંસુધી તેને સ્થૂળ મિથ્યાત્વનો ત્યાગ નથી; સ્થૂળ મિથ્યાત્વના ત્યાગ વગર સૂક્ષ્મ મિથ્યાત્વ પણ ટળી શકે નહીં; છતાં પણ સ્થૂળ મિથ્યાત્વનો ત્યાગ પૂર્વે અનંતવાર આ જીવે કર્યો છે પણ સૂક્ષ્મ મિથ્યાત્વનો ત્યાગ પૂર્વે કદી પણ કર્યો નથી. સ્ત્રી, કુટુંબના લોચા ઉપર દેવ-ગુરુ કરતાં વધારે પ્રેમ હોય તો તે તીવ્ર મિથ્યાત્વના મહારોગમાં સડેલો છે. કોઈ કહે કે અમને દેવ-ગુરુનો પ્રેમ છે પણ હોંશ નથી આવતી. તો તે વાત જુઠ્ઠી છે. તારાં બાયડી છોકરાં પ્રત્યેની હોંશ આવે, તેના માટે તન, મન, ધન ખર્ચે, રૂપીયા જુદા રાખે અને અહીં દેવ-ગુરુની ખાતર તને હોંશ ન આવે તો તને દેવ-ગુરુનો પ્રેમ જ નથી. દેવ-ગુરુ કરતાં સ્ત્રીઆદિને માટે વધારે ઉત્સાહથી તન, મન, ધન ખર્ચે તો તે વીતરાગને ઠગે છે-એટલે ખરેખર તો પોતાના આત્માને જ ઠગે છે. પોતાને વીતરાગનો સેવક કહેવડાવે છે પણ હજી વીતરાગદેવની રુચિ નથી, તેને પોતાના આત્માની રુચિ તો થાય જ ક્યાંથી? નિમિત્તનો પણ વિવેક કરતાં આવડતો નથી તે ઉપાદાનને ઓળખશે કઈ રીતે? જ્યાંસુધી સત્દેવ-સદ્ગુરુ પ્રત્યેનો ઉલ્લાસ ન આવે ત્યાંસુધી તેના અંતરમાં ગૃહીતમિથ્યાત્વનું તીવ્ર પાપ પડ્યું છે.

પોતાના જ્ઞાનમાં અનુમાનાદિ વડે પણ સર્વજ્ઞનો નિર્ણય કર્યો ન હોય, અને તે દરરોજ ભગવાનના દર્શન કરવા જાય તોપણ તે વીતરાગનો સેવક નથી. વીતરાગનો સેવક ક્યારે બને, ભગવાનનો દાસ ક્યારે થાય, ભગવાનનો ઉપદેશેલો માર્ગ ક્યારે ગ્રહણ કરે અને

ભગવાને કહેલાં તત્ત્વોનું શ્રદ્ધાન ક્યારે કરે? શાસ્ત્રમાં ભગવાને શું કહ્યું છે તે જાણે અને અનુમાનાદિથી સર્વજ્ઞના સ્વરૂપનો સાચો નિશ્ચય થઈ ગયો હોય, ત્રણકાળ ત્રણલોક ફરી જાય પણ તેનો નિર્ણય ન ફરે એવી શ્રદ્ધા થઈ હોય તો પછી તત્ત્વની શ્રદ્ધા કરી શકે છે. ગ્રંથકાર કહે છે કે-તત્ત્વના સ્વરૂપનો જેને નિર્ણય નથી તે વીતરાગના સાચા સેવક નથી, જૈન નથી. જેને સર્વજ્ઞના સાચા સ્વરૂપનો નિર્ણય થયો જ નથી તથા વિશેષ સાધનનું યથાર્થ જ્ઞાન થયું જ નથી ત્યારે તે નિર્ણય વિના કોનો સેવક બની દર્શન કરે છે વા જપ કરે છે? અર્થાત્ સર્વજ્ઞના સ્વરૂપનો જેને નિર્ણય નથી તે વીતરાગનો ભક્ત નથી.

વીતરાગ સર્વજ્ઞપરમાત્માએ જે તત્ત્વ કહ્યું છે તેની જેને ઓળખાણ નથી, જ્ઞાનમાં નિર્ણય થયો નથી અને કહે છે કે સર્વજ્ઞ કેવા હશે-તે કોણ જાણે? આપણને કેવળજ્ઞાન થાય ત્યારે સર્વજ્ઞનો નિર્ણય કરશું-તો એમ કહેનારને સર્વજ્ઞની શ્રદ્ધા જ નથી, તત્ત્વનો નિર્ણય નથી-ને જૈન પણ નથી, સર્વજ્ઞને જ તે માનતો નથી.

સર્વજ્ઞદેવે વિશેષ સાધનનું એટલે કે સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રનું સ્વરૂપ બતાવ્યું છે, જન્મ-મરણ ટાળવાનો ઉપાય બતાવ્યો છે, જે સાંભળીને ખ્યાલ આવી જાય કે અહો! સર્વજ્ઞદેવ સિવાય આ સ્વરૂપ બીજો કોઈ કહી શકે નહીં, અરિહંત ભગવાનનુ સ્વરૂપ આમ જ હોય એવા સર્વજ્ઞદેવના નિર્ણય વગર દર્શન કોનાં કરે છે?

અનંતા સર્વજ્ઞો ધર્મનો એક જ માર્ગ કહે છે, ધર્મનો માર્ગ બીજો હોઈ શકે નહીં. આત્માનો પરમાર્થ અર્થાત્ સ્વરૂપની શાંતિ તેનો સાચો રસ્તો ત્રણેકાળે એક જ પ્રકારે સર્વજ્ઞે કહ્યો છે-એવા સર્વજ્ઞના નિર્ણય વિના કોનો સેવક થયો છે અને જપ કોનો કરે છે? જેના દર્શન કરે છે અને જપ કરે છે તે અરિહંતને તો જાણતો નથી તો તું ભક્તિ કોની કરે છે?

ત્યારે કોઈ જવાબ આપે કે અમે તો અમારા બાપ દાદા માનતા તે માનીએ છીએ, તથા અમારા ગુરુ કહે તે માની બેસીએ છીએ અને જ્ઞાતિના આગળ પડતા માણસો તથા અમારો સંઘ

આ જ દેવને માને છે માટે અમે પણ માનીએ છીએ; વળી તે સર્વજ્ઞના પૂજાદિક અમે ધર્મબુદ્ધિથી કરીએ છીએ અને અરિહંતને દેવ માનીને તેની જે પૂજા, જાપ વગેરે કરીએ છીએ. બાપ-દાદાથી ૫૦૦-૧૦૦૦ વર્ષનું ચાલ્યું આવે છે તે જ અમે માનતા આવ્યા છીએ, અને અમારે પણ મોક્ષ જવું છે, એમ કેટલાક વાડાને આશ્રયે, સંઘને આશ્રયે, મૂઢમતિથી માની બેઠા છે અને દેવનું સાચું સ્વરૂપ સમજતા નથી, તે જૈની નામ ધરાવે છે-પણ અજ્ઞાની છે; તેવાઓને કહે છે કે સાંભળો! અરિહંત દેવ તો સાચા છે જ, પણ તમારા જ્ઞાનમાં તેનું સાચપણું ભાસ્યા વિના, તમે તેના સાચા સેવક નથી. સર્વજ્ઞના સ્વરૂપના નિર્ણય વિના તેનો સાચો ભક્ત થઈ શકે નહીં. જેમ તમે તમારા કુળધર્મ પ્રમાણે, તથા પંચાયતના આશ્રયે તમારા દેવને ધર્મબુદ્ધિથી માનો છો તેમ અન્યમતિઓ પણ કુળાદિકના આશ્રયે તેના માનેલા દેવને ધર્મબુદ્ધિથી પૂજે છે તો તમારામાં અને તેનામાં ફેર ક્યાં રહ્યો? કોઈ બોકડા કાપીને તેનું માંસ ફકીરને ખવડાવે તેમાં 'સવાબ' માને છે એટલે બોકડા મરે તેનું કાંઈ નહીં પણ ફકીરને ખવડાવવાનો તો ધર્મ થાશે-એમ માનીને તે પણ ધર્મબુદ્ધિથી કાળા કેર કરે છે-અને તેમાં પોતે ધર્મ માને છે, તેમ તમે તમારા દેવનું સ્વરૂપ તો જાણતા નથી, તેનું સાચપણું કઈ રીતે છે તે તમને ભાસ્યું નથી-તો તમારામાં અને તેનામાં ફેર શું પડ્યો? વાઘરણ પણ કહે છે કે-અમારી દેવી જેવી તો જગતમાં કોઈ શક્તિ નથી, ઇશ્વરને પણ અમારી દેવીનું શરણ લેવું પડ્યું હતું-એ વાઘરણ પણ પોતાની માનેલી દેવીને સાચી માને છે, અને તમે તમારા માનેલા દેવને સાચા માનો છો પણ તેનું સ્વરૂપ તો જાણતા નથી તો તેનામાં અને તમારામાં ફેર શું પડ્યો?

કોઈ એમ કહે કે બાપદાદાથી ચાલ્યું આવતું હોય તે કેમ મૂકાય? તો તેને કહે છે કે-અરે! તારો બાપદાદા નિર્ધન હોય તે નિર્ધનપણું ફેરવીને ધનવાન થવામાં બાપદાદામાં ફેર પાડ-ત્યાં એમ નથી કહેતો કે મારા બાપ પાસે આટલું ધન હતું માટે તેના કરતાં વધારે હું નહીં રાખું! તો બાપદાદા જે ધર્મ માનતા તેના કરતાં સાચો ધર્મ મળે અને તે ન માન તો તને ધર્મની રુચિ જ નથી. સવારે

સમયસારની વાત તો અલૌકિક છે, પણ પ્રથમ આ વાત દેવ-ગુરુ-ધર્મનું સ્વરૂપ ન સમજે તેને તો સ્થૂળ મિથ્યાત્વનો ત્યાગ પણ નથી અને જીવ જો માત્ર દેવ-ગુરુની વાતમાં રોકાઈ જાય તોપણ તેને અંદરનું સ્વરૂપ સમજાય નહીં. આ તો અત્યારની અને સવારની વાતને મેળ કરીને એકાવતારી થઈ જવાની વાત છે. બીજાઓ જેમ સમજ્યા વગર કર્યા કરે છે તેવું તું પણ કર્યા કર તો તારામાં અને બીજામાં ફેર પડયો જ નથી. ભાઈ ! સાચા દેવ-ગુરુને ઓળખ્યા વિના તારામાં અને અન્યમતિમાં ફેર નથી.

અહીં અજ્ઞાની દલીલ કરે છે કે:—અમે તો સાચા જિનદેવ-અરિહંતદેવની સેવા કરીએ છીએ, અમારા દેવને તો કેવળજ્ઞાન છે તેની અમે ભક્તિ કરીએ છીએ, અમે તો સાચા દેવને માનીએ છીએ અને અન્યમતિવાળા તો મિથ્યા દેવને માને છે, તેની પૂજાદિક કરે છે—તો એટલો તો ફેર છે ને ? તેને કહે છે કે:—જેમ બીજાઓ તેના દેવને સમજ્યા વગર માને છે તેમ તમે પણ તમારા દેવનું સ્વરૂપ તો જાણતા નથી, તમારા દેવ સાચા હોવા છતાં તમને તો તેની ઓળખાણ નથી તેથી બન્ને સરખા જ છો. જેમ બે અજ્ઞાની બાળક હતા, એ બેમાંથી એક બાળકના હાથમાં બિલોરી પત્થર આવ્યો (કુદેવ તે બિલોરી પત્થર સમાન છે) અને બીજાના હાથમાં હીરો આવ્યો (હીરો તો સાચા દેવને સ્થાને છે) ત્યારે એ બન્નેએ શ્રદ્ધાપૂર્વક પોત પોતાના વસ્ત્રને છેડે બાંધી લીધા, પણ તે બન્ને બાળકોને હીરા અને બિલોરી પત્થરનું સાચું જ્ઞાન નથી, જેના હાથમાં હીરો આવ્યો તે તો હીરો જ છે અને પત્થર તે તો પત્થર જ છે, પણ સાચું જ્ઞાન નથી તો બન્નેમાં ફેર નથી તેમ તમે જિનદેવને માનો છો પણ તમને તેના સ્વરૂપની તો ખબર નથી તો તમારામાં અને અન્યમાં ફેર નથી બીજા અજ્ઞાનીઓને કુદેવ મળ્યા છે અને તમને સાચા દેવ મળ્યા છે પણ સાચા દેવની તમને પરીક્ષા તો નથી તેથી તમે અને બીજા સરખા જ છો

સામાપક્ષવાળાની વતી દલીલ:—અમને તદ્દન ઊડાડી ન નાંખો, અમને કાંઈક તો રાખો, અમે કેટલાય વર્ષ થયાં મહેનત

કરીએ છીએ માટે કાંઈક તો અમારૂં રાખો ! તેને કહે છે કે ભાઈ રે ! તેં શું કર્યું ? વાડા તરીકે સાચા દેવને માન્યા પણ સાચા દેવના સ્વરૂપની ઓળખાણ તો કરી નથી, અને બીજા પણ સાચા દેવને ઓળખતા નથી. જ્યાં સુધી સાચા દેવનું યથાર્થ સ્વરૂપ ન જાણો ત્યાં સુધી તમારામાં અને અન્યમાં ફેર નથી.

અજ્ઞાનીની દલીલ:—બીજા ધર્મવાળા તો ખોટા દેવને માને છે તેથી તેને ગૃહીતમિથ્યાત્વ છે, અને અમે તો સાચા દેવને માનીએ છીએ, તેના દર્શન, પૂજા, ભક્તિ વગેરે કર્યા પહેલાં અમે ખાતાં-પીતાં નથી, તેથી અમને ગૃહીતમિથ્યાત્વ છૂટ્યું છે એમ તો કહો ? ખોટા દેવની પકડ છૂટી છે—તે ગૃહીતમિથ્યાત્વ છૂટ્યું અને તેટલો અમને લાભ થયોને ?

તેનો ઉત્તર:—તમને હજી ગૃહીતમિથ્યાત્વના સ્વરૂપની જ ખબર નથી. સર્વજ્ઞ વીતરાગ દેવ, નિર્ગ્રંથ ગુરુ, વીતરાગના કહેલાં શાસ્ત્રો અને ધર્મનું સ્વરૂપ બાહ્ય લક્ષણો વડે નક્કી કરે અને તેનું જ સાચા-પણું ભાસે ત્યારે તો ગૃહીતમિથ્યાત્વ છૂટે; અને બાહ્યલક્ષણવડે દેવ-ગુરુ-ધર્મને ઓળખ્યા વગર કોઈ સાચા દેવને માને અને બીજાને ન માને તોપણ તેને ગૃહીતમિથ્યાત્વ છૂટ્યું નથી. આ તો હજી ગૃહીત-મિથ્યાત્વ છોડવાની વાત છે, અગૃહીતમિથ્યાત્વ છોડવાની વાત તો ગૃહીતમિથ્યાત્વ છોડયા પછી ! આત્મા પરિપૂર્ણ નિર્મળ જ્ઞાન સ્વરૂપ છે, એક રાગનો અંશ પણ મારા સ્વરૂપને મદદગાર નથી, પુણ્ય કરતાં કરતાં ધર્મ થતો નથી, હું શરીરાદિનું કાંઈ પણ કરી શકતો નથી એમ સ્વતંત્ર આત્મતત્ત્વની પ્રતીતિ થાય તે તો અનંત સંસારને બાળી મૂકનારી છે—એટલે કે મુક્તિનું કારણ છે. પણ તે પ્રતીત ક્યારે થાય ? કે પહેલાં તો જન્મ પછી દેવ-ગુરુ-શાસ્ત્ર સંબંધી ગ્રહણ કરેલી ખોટી માન્યતા છોડે ત્યાર પછી તે અનાદિથી ચાલી આવેલી ઊંધી માન્યતા છૂટી શકે; પ્રથમ ગૃહીતમિથ્યાત્વ છૂટયા વગર કોઇને અગૃહીત-મિથ્યાત્વ છૂટે નહીં.

અરેરે ! આવો મનુષ્ય દેહ, તેમાં સર્વજ્ઞનો સંપ્રદાય મળ્યો,

આવો સર્વજ્ઞનો માર્ગ મળ્યો અને હજી તો સાચા દેવના સ્વરૂપને પણ ન ઓળખે? ક્યાં તારા ઉદ્ધારનાં ટાણાં! ફરી ફરીને આ ટાણાં મળવા દુર્લભ છે.

ભાદરવા સુદ ૨ રવિવાર.

કોઈ કહે કે-અમે અરિહંત ભગવાનને દેવ તરીકે સ્વીકારીએ છીએ; તો અરિહંત ભગવાનને દેવ સ્વીકારનારનું સાચું લક્ષણ શું તે અહીં કહે છે. અરિહંતદેવનો સેવક થવામાં પ્રથમ ખોટા આગ્રહનો ત્યાગ અને દેવ-ગુરુની સાચી પ્રીતિ-ભક્તિ હોય ત્યારે હજી સાચી વ્યવહારશુદ્ધિ થઈ કહેવાય. આ વાત બધાને લાગુ પડે છે. પૈસા-વાળાને વિશેષ લાગુ પડે તેવી છે.

પ્રશ્ન:—સાહેબ! આપે જ શીખવ્યું છે કે કોઈ આત્મા પૈસા-વાળો નથી, તો પૈસાવાળાને લાગુ પડે એમ કેમ કહ્યુ?

ઉત્તર:—આત્મા પૈસાવાળો નથી, પરંતુ પૈસાની મમતા કોને છે? પૈસા વગેરેની તીવ્ર મમતા હોય તો તે ઘટાડવી જોઈએ.

સાચા વીતરાગદેવ, તેમણે કહેલાં નિર્ગ્રંથ ગુરુ અને સાચાં અનેકાન્ત શાસ્ત્રને ઓળખીને તેના ઉપર પ્રીતિ ન આવે ત્યા સુધી તો વ્યવહારશુદ્ધિ પણ નથી, તેને તો સાચાં નિમિત્ત પણ નથી. અરિહંત વીતરાગ પરમાત્મા કોને કહેવા? જે એક સમયમાં ત્રણ-કાળ ત્રણલોકને જાણે છે અને જેને પરિપૂર્ણ શુદ્ધતા ઊઘડી છે તે વીતરાગ અરિહંતદેવ એના અરિહંતદેવના સ્વરૂપને બાહ્ય લક્ષણોથી ઓળખ્યા વગર માને અને કુદેવાદિને ન માને-તોપણ તેને બાહ્ય શુદ્ધિ થઈ નથી, કેમકે જેને તે માને છે તે દેવનું સ્વરૂપ તો જીવે જાણ્યું નથી.

પ્રશ્ન:—સાચા દેવની માન્યતા થઈ છે એમ ક્યારે કહેવાય?

ઉત્તર:—પ્રથમ ગૃહીતમિથ્યાત્વદશામાં જેમ બીજા કુદેવાદિ માટે તન, મન, ધન વગેરે લગાવતો હતો તેના કરતાં વધારે ઉત્સાહ વીત રાગ દેવ-ગુરુ-શાસ્ત્ર માટે ન આવે તથા તન, મન, ધન ખર્ચવાનો ઉલ્લાસ ન જાગે તો તે 'ઢગ ભગત' છે, ખરેખર તે વીતરાગનો ભક્ત

નથી, તેને ગૃહીતમિથ્યાત્વ છૂટ્યું નથી. અરિહંતદેવના શરણ વિના આત્માને ઓળખી શકાય નહીં.

શુદ્ધ આત્મસ્વરૂપનું ભાન કરીને સ્થિરતાદ્વારા ચારઘાતિકર્મોનો નાશ કરીને જેણે સર્વજ્ઞતા પ્રગટ કરી છે એવા સર્વજ્ઞ અરિહંતદેવનો ભક્ત ક્યારે કહેવાય? જ્યાંસુધી બાહ્ય લક્ષણોથી સાચાદેવને ન ઓળખે અને કુદેવાદિની માન્યતા છૂટીને સાચા દેવ-ગુરુની ભક્તિ-ઉલ્લાસ ન આવે ત્યાંસુધી તો વ્યવહારશુદ્ધિ પણ નથી, અને તે સાચા દેવનો ભક્ત વ્યવહારે પણ નથી, જૈન નથી.

પ્રશ્ન:—સાહેબ! આપ વારંવાર કહો છો કે કોઈ પર દ્રવ્યનું કાંઈ કરી શકતો નથી, માત્ર નિમિત્ત થાય છે; તો છોકરાનાં પુણ્ય હોય અને અમે તેના નિમિત્ત થઈએ, તેમાં ગૃહીતમિથ્યાત્વ ક્યાં આવ્યું?

ઉત્તર:—દેવ-ગુરુ કરતાં સ્ત્રી-કુટુંબ પ્રત્યેનો રાગ વધી જાય તો તેને ગૃહીતમિથ્યાત્વ જ છે. સ્ત્રી, કુટુંબ પ્રત્યેનો રાગ હોય ત્યાં કહે કે હું નિમિત્ત હતો, તો ભગવાનની ભક્તિ, શાસ્ત્ર-પ્રભાવના વગેરેમાં નિમિત્ત કેમ ન થયો? દેવ-ગુરુની પ્રભાવના વગેરે કાર્યોમાં કંગાઈ કરે છે ત્યાં ઉલ્લાસ જ લાવતો નથી, અને છોકરાના લગ્ન વખતે કંગાઈ નથી કરતો, છોકરો પરણતો હોય ત્યાં ઊજાગરા કરે, બોલી બોલીને સાદ બેસી જાય, ગમે તેમ થાય પણ ત્યાં ઉલ્લાસમાં ખામી આવવા દેતો નથી, ત્યાં તો દેવ-ગુરુની ઓળખાણ વગરના બન્ને (પરણનાર અને પરણાવનાર) નરકમાં જવાના હોય! વખતે મરીને નિગોદમાં પણ જાય; અરિહંતદેવની સાચી ઓળખાણ અને ભક્તિ પ્રગટ્યા વગર નિગોદભવ ટળે નહીં.

ડાસી-ડાસો મરી ગયા હોય ત્યારે જગતમાં આબરૂ ખાતર કારજ કરે, તેમાં ધન વગેરે ખર્ચે, અને ત્યાં વેવાઈ-વેવલાને સારૂં લગાડવા માટે બેન-દીકરીને ભાતું વગેરે વધારે આપે, સંસારમાં નાક રાખવા ખાતર 'ભડનો દીકરો' બહુ કરે; પણ વીતરાગ ભગવાનની ભક્તિ, પૂજા, પ્રભાવના વગેરેની વાત આવે ત્યાં કહે-એમાં હિંમા

થાય-પાપ લાગે ! પણ ભાઇ રે ! પુણ્ય-પાપ તો અંદરના શુભ-અશુભ ભાવ ઉપર છે કે બહારની ક્રિયા ઉપર ? તારા બાયડી છોકરાનો રાગ કરવામાં તને પાપ નથી લાગતું ? એ બાયડી છોકરાને પોષવાનો ભાવ તે તો ઝેરી સર્પને-ઝેરી નાગના ફણાને પોષવા બરાબર છે, અને ત્યાં તને ઉલ્લાસ આવે છે ? ધર્માત્મા તો દેવ-ગુરુ-શાસ્ત્રની પ્રભાવના, ભક્તિ વગેરે કાર્યોમાં ઉલ્લાસથી ઊછળી પડે છે કે-અહો ! ધન્ય મારો અવતાર ! મારા અંતરમાં ત્રણલોકના નાથ સર્વજ્ઞ ભગવત બિરાજ્યા ! હું સર્વજ્ઞનો ભક્ત, દેવ-ગુરુ-શાસ્ત્રનો દાસાનુદાસ ! એમ પોતાનાં અંતરમાં દેવ-ગુરુને બેસાડે છે-અને જ્યારે પોતાના આત્મદેવને પોતામાં બેસાડે ત્યાં તો જન્મ-મરણનો નાશ જ છે.

મિથ્યાદૃષ્ટિ જીવને વ્રત-તપ તો ન જ હોય; પરંતુ જો વીતરાગ દેવ-ગુરુ-ધર્મની ઓળખાણ અને તેમના પ્રત્યેના બહુમાનનો શુભરાગ ન હોય તો સંસાર સંબંધી દયા, દાન, સેવા વગેરેનો શુભ રાગ તે સાંજની સંધ્યા સમાન છે, તે શુભભાવ અલ્પકાળમાં આથમી જવાનો છે; અને વીતરાગ દેવ-ગુરુ-ધર્મ પ્રત્યેના શુભરાગને સવારની સંધ્યા સમાન કહ્યો છે, તેની પાછળ એટલે કે સ્વભાવમાં તે શુભરાગનો પણ જ્યારે નકાર કરે ત્યારે શુદ્ધતાનો પ્રકાશ પડયો છે. લૌકિક શુભરાગની વાત નથી, પણ ભગવાન ઉપરના શુભરાગની વાત છે, તે શુભરાગ પણ હું નહિ એવા નિર્ણય વગર જન્મ મરણનો અંત ન આવે; પરંતુ પ્રથમ દેવ-ગુરુ પ્રત્યે શુભરાગ, ભક્તિ વગેરેનો ઉલ્લાસ ન આવે તોપણ જન્મ-મરણ ટળે નહીં

પ્રથમ ભૂમિકામાં ( ગૃહીતમિથ્યાત્વના સદ્‌ભાવ વખતે ) જે કુદેવ-કુગુરુને માનતો હતો અને તેને માટે તન, મન, ધન લગાડતો હતો તેમાં કાંગાઈ (કંજુસાઈ) કરતો ન હતો, તેમ હવે, પ્રથમ ઊંધી માન્યતા વખતે માનેલા કુદેવાદિ માટે તન-મન-ધન ખર્ચતો તેના કરતાં અધિક તન, મન, ધન ઈત્યાદિ સદ્દેવ-સદ્‌ગુરુને ઓળખીને તેના માટે ખર્ચે ત્યારે તેને હજી તો ગૃહીતમિથ્યાત્વ એટલે કે વ્યવહારૂ સ્થૂળ પાપનો ત્યાગ થાય

પ્રશ્ન:—સાહેબ ! આપે કહ્યું કે 'પહેલાં કુદેવાદિ માટે ખર્ચતો તેના કરતાં અધિક સુદેવાદિ માટે ખર્ચવું';-પણ અમે અત્યારસુધી કુદેવાદિ માટે પણ કાંઈ કર્યું ન હોય અને હવે સુદેવાદિ માટે પણ ન કરીએ તો તેથી અમને ગૃહીતમિથ્યાત્વ તો ન કહેવાયને ?

ઉત્તર:—પહેલાં ન ખર્ચ્યું તેનું કાંઈ નહીં, પણ હવે તો તમારે વીતરાગદેવને માનવા છે કે નહીં ? તો અન્ય કુદેવાદિને માનનાર તે કુદેવાદિ માટે જેટલું કરે છે તેના કરતાં અધિક જો સુદેવાદિ માટે તમે ન કરો તો તમને ગૃહીતમિથ્યાત્વ પણ છૂટ્યું નથી. સારો અન્યધર્મી હોય તો તે પણ તેના માનેલા દેવ વગેરે માટે પેદાશનો અમુક ભાગ કાઢે છે અને તને વીતરાગદેવ-ગુરુ-ધર્મ ખાતર ઉલ્લાસ નથી આવતો અને તન-મન-ધન નથી લગાવતો તો તું તેમાંથી પણ ગયો ?

લૌકિકમાં છોકરાના લગ્ન વગેરે કાર્યોમાં પૈસા વગેરે કાઢે, ત્યાં તન, મન, વચન, કાળ બધું લગાવે અને અહીં દેવ-ગુરુની ભક્તિ, પ્રભાવના વગેરે કાર્યોમાં ભડનો દીકરો મોઢેથી વાતો કરે ! અને પોતાને અરિહંતદેવનો ભક્ત કહેવરાવે તથા પોતે પણ તેમ માને-પણ ભાઈ ! અરિહંતદેવ-ગુરુ-ધર્મની સાચી પ્રીતિ તો ત્યારે જ કહેવાય કે, જેમ કુદેવાદિને માનનારાઓ તેની ભક્તિ વગેરેમાં ઉલ્લાસથી કૂદી પડે છે તેના કરતાં વિશેષ ઉલ્લાસથી સાચા દેવ-ગુરુને ઓળખીને તેની ભક્તિ-પ્રભાવના વગેરે કાર્યો માટે તન-મન-ધન લગાવે ત્યારે તેને અરિહંત-દેવ, ગુરુ-ધર્મની પ્રીતિ કહેવાય; નહીંતર તો તેને ગૃહીતમિથ્યાત્વનો ત્યાગ પણ નથી.

જે લૌકિક છે, જેનામાં નિમિત્તપણે પણ દેવપણાની લાયકાત નથી એવા તદ્દન મિથ્યાત્વી કુદેવાદિને માનતો અને તેમાં તન, મન, ધન, જ્ઞાન, શ્રદ્ધા વગેરે લગાવતો અને તેને માટે (પોતાના માનેલા કુદેવાદિ માટે) ક્રોધાદિ કષાય પણ પ્રથમ દશામાં કરતો હતો અને વર્તમાનમાં તારા બરોબરીયા (અહીં માન્યતાની અપેક્ષાએ સરખામણી નથી કરવી પણ તન, મન, ધન વગેરે સંયોગની અપેક્ષાએ સરખામણી છે) તેના માનેલા કુદેવાદિ માટે કરે છે, તો જૈનમનને

આંગણે-વ્યવહાર શુદ્ધિમાં આવીને તારે જિનેશ્વર દેવાધિદેવ અરિહંત ભગવાન, નિર્ગ્રંથ ગુરુ અને સમ્યક્‌શાસ્ત્રોની ઓળખાણ કરીને તેના માટે પહેલાં કરતાં અધિક તન, મન, ધન, જ્ઞાન વગેરે ખર્ચવા જોઈએ.

આ પ્રથમ અરિહંતનો ભક્ત કેમ થવાય, બાહ્ય જૈની કેમ થવાય તેની વાત છે. આ તો વીતરાગનો માર્ગ છે, તેમાં બીજું ચાલે નહીં. બીજું બધું ( વીતરાગ માર્ગથી વિરુદ્ધ હોય તે બધુ ) છોડી દે તો વીતરાગનો માર્ગ સમજાય; ઘણીવાર કહેવાય છે કે:—

પ્રભુનો મારગ છે શૂરાનો
નહિ કાયરનું કામ જો ને,
પ્રથમ પહેલાં મસ્તક મૂકી
વળતાં લેવું અરિહંતનુ નામ જો . ને.
પ્રભુનો મારગ છે શૂરાનો

સર્વજ્ઞ પરમાત્મા જિનેશ્વર અરિહંતદેવનો સેવક થવા માટે આખી દુનિયાને મૂકી દેવી પડે એટલે કે જગતની દરકાર છોડી દેવી પડે. આખા જગતની પ્રતિકૂળતા આવી પડે તો ય ભગવાન અરિહંતદેવની શ્રદ્ધા અને ભક્તિ ન છોડાય. પોતાના પુરુષાર્થથી સંસાર તરફનો અશુભ ભાવ છોડીને સાચા દેવ-ગુરુ પ્રત્યેની ભક્તિ, પૂજા, વિનય વગેરેનો શુભભાવ આવ્યા વગર ગૃહીતમિથ્યાત્વ પણ ટળે નહીં; ભગવાનના ભક્ત ભગવાનને પધરાવતાં કહે છે કે:—

આવો આવો સીમંધરનાથ અમ ઘેર આવો રે,
રૂડા ભક્તિ વત્સલ ભગવંત નાથ પધારો રે.
હું કઇ વિધ પૂજું નાથ કઈ વિધ વંદું રે?
મારે આંગણે વિરહી નાથ જોઇ જોઇ હરખું રે

[ જિનેન્દ્ર સ્તવનમંજરી પાનુ ૨૫૮ ]

વીતરાગ દેવ-ગુરુની ભક્તિથી ઊછળતા વીતરાગના સેવક કહે છે કે હે પ્રભુ ! હે નાથ ! આપને કઈ રીતે પૂજું ? આખી દુનિયાને વોસરાવી દઉને અને આ શરીરના કમળ બનાવીને તે વડે તમારી પૂજા કરું કે કઈ રીતે પૂજું ? અહીં અજ્ઞાનના નથી પણ વિનય

છે, ભક્તિનો ઉલ્લાસ છે. પહેલાં તો વીતરાગ દેવ-ગુરુની ભક્તિમાં સર્વસ્વ અર્પણતા જોઈએ, તે વિના વીતરાગનો ભક્ત કહેવાય નહીં.

ભીડને સંભાળે તે ભગવાનનો ભક્ત નથી. જગતમાં ભીડ કેવી ? અરિહંતનો ભક્ત ભીડને ભાળતો જ નથી, એ તો નીકળ્યો તે નીકળ્યો, અરિહંતદેવનો સેવક થયો, હવે અરિહંતપદ લીધે જ છૂટકો! અરિહંતનો ભક્ત થયો તે અરિહંતપદ લીધા વગર રહે જ નહીં, અરિહંત જેવા થયે જ છૂટકો. આનું નામ અરિહંતનો ભક્ત, આનું નામ વીતરાગનો સેવક અને આનું નામ જૈન.

શ્રી આનંદઘનજીએ કહ્યું છે કે:—

હે જિનેશ્વરદેવ !

ધર્મ જિનેશ્વર ગાઉં રંગશું
ભંગ મ પડજો હો પ્રિત ..જિનેશ્વર૦

( જવાબદારી વહીને કહે છે કે— )

બીજો મન મંદિર આણું નહિ
એ અમ કૂળવટ રીત. જિનેશ્વર ધર્મ૦

હે નાથ! તારા ગુણની ભક્તિ કરવા ઊઠયો તે ઊઠયો, હવે જગતમાં કોઇ અમને રોકવા સમર્થ નથી, હવે ભંગ પડવાનો નથી. રણે ચડયા રજપૂત છૂપે નહીં, એક ગરાસીયાપણાના અભિમાન ખાતર કેટલો પોરસ રાખે છે! તો આ તીર્થંકર ભગવાન કે જેને મોટા ઇન્દ્રો, ચક્રવર્તી વગેરે પૂજે છે, જેના જન્મે ત્રણલોકમાં અજવાળાં થાય છે એવા દેવાધિદેવ વીતરાગ પ્રભુને સાથે લ્યે, તેને હૃદયમાં સ્થાપીને તેનો ભક્ત બને અને કૈં-કૈં કરે એ કેમ બને ? આ તો વીતરાગનું શાસન છે, અહીં પોપાબાઈનું રાજ નથી. ભગવાનનો ભક્ત કહેવડાવે અને વીતરાગ દેવ-ગુરુ-શાસ્ત્રની પ્રભાવનાદિ માટે તન-મન-ધન ખરચવાની વાત આવે ત્યાં કૈં-કૈં કરે તે વીતરાગનો ભક્ત જ નથી. શાસ્ત્રની કીમતના પૈસા અગાઉથી ભરવાની વાત આવે ત્યાં કહે કે શાસ્ત્ર આવે ત્યારે વાત, તો એમ કહેનારને શાસ્ત્રની ભક્તિ નથી.

ભગવાન પાસે ચોખા મૂકવામાં પાપ માને, પણ આરંભ
ક્યા ભાવે ચોખા મૂકાય છે તે જાણે નહિ: પુણ્ય-પાપ તે બહારની
ક્રિયામાં હોય કે અંદરના પરિણામ ઉપર? જેવા આત્માના પરિણામ
તે અનુસાર પુણ્ય-પાપ થાય છે

હજી વ્યવહાર શું અને નિશ્ચય શું તે જાણે નહિ, અને પહેલા
વ્યવહારશુદ્ધિ વિના માત્ર નિશ્ચયની વાતો મોઢેથી કરે તે અરિહંતનો
સેવક કહેવાય નહીં. અરિહંતનો સેવક થવા માટે તો એક વાર બીજું
બધું જતું કરવું પડશે હજી વ્યવહારશુદ્ધિનાં ઠેકાણાં ન મળે અને
નિશ્ચયની માત્ર વાતો કરે તે ભૂલે છે નિશ્ચય તે શું છે!! નિશ્ચયસ્વરૂપ
એ તો આત્માનો અજર અમૃત-પ્યાલો છે

પહેલાં જે કુદેવાદિને માનતો તે કુપણું હતું, તે કુપણું છોડી કરીને
હર્ષપૂર્વક જિનદેવની ભક્તિ, વિનય કરે ત્યારે ગૃહીતમિથ્યાત્વ છૂટ્યું
કહેવાય જ્યારે પૈસાવાળાનું બહુમાન કરવું તે કાંઈ વિનય નથી, ત્યાં
તો પૈસાની રુચિનો તીવ્ર અશુભભાવ છે.

સંસારમાં દીકરી-દીકરાના સગપણ વગેરે માટે કેટલી ચિંતા
કરે છે અને તેમાં કેવી હોંશથી કામ કરે છે? અહીં કહે છે કે-ભાઈ!
અરિહંતદેવ, સર્વજ્ઞ વીતરાગ ભગવાન, પરમ પિતા, સ્વરૂપના અને
દાતા, તીર્થના સ્વામી, ધર્મનાયક, ધર્મદાતા, ધર્મ સાગર, દેવાધિદેવ
તેમને જો તું હિતકારક તરીકે-દેવ તરીકે સ્વીકારતો હો તો હર્ષ
પૂર્વક અંતરના ઉલ્લાસથી તેમની ભક્તિ, પૂજા, પ્રભાવના વગેરે કરવા
જોઈએ કોઈ બીજો કામ કરવાનું કહે અને પછી પોતે કરે તેમ નહીં, પણ
પોતાના જ અંતરથી હર્ષપૂર્વક કરે કે અહો! મારાં ધનભાગ્ય કે આ
લાભ મને મળ્યો, આ ટાણાં ક્યારે મળે! સત્દેવ-ગુરુની ભક્તિ જો
હર્ષપૂર્વક ન કરે તો તે અરિહંતદેવનો સેવક વ્યવહારે પણ નથી,
બાહ્ય જૈની પણ નથી અરિહંતના સેવક હોય તે તો ધર્મના કામ
આવતાં હર્ષથી ઉછળી પડે કે—

અહો! ધન ભાગ્ય છે કે અમારે માટે આ કામ આવ્યા અમારા
શરીર, અમારાં મન, અમારો રાગ, અમારાં વચન, અમારું ધન વગેરે

શ્રુ ભગવાન પરમેશ્વર દેવાધિદેવની પ્રભાવના-ભક્તિ માટે કામ આવે. દેવ-ગુરુ-ધર્મને માટે અમારાં તન-મન-ધન વગેરે વપરાય તે સફળ છે, અમારાં ધનભાગ્ય છે આ પ્રમાણે વ્યવહારે જિનદેવાદિકનો સેવક થતાં વિચારપૂર્વક વ્યવહારસમ્યક્ત્વના પચીસ દોષને ન લગાડે અર્થાત્ તે દોષોનો ત્યાગ કરે. તે નીચે પ્રમાણે છે:—

૧ જાતિમદ-જાતિનું અભિમાન ન હોય, પણ દેવ-ગુરુનું બહુમાન હોય કે દેવ-ગુરુથી ઊંચા જગતમાં છે જ કોણ? હું તો તેમનો દાસ છું

૨ લાભમદ-લાભનો અહંકાર ન હોય.

૩ કુળમદ-'અમારાં કુળની સાત પેઢીના બધાય માણસો માખણના પીંડલા જેવા ખાનદાન હતા' એ કુળનું અભિમાન છે, તે અરિહંતના સેવકને ન હોય: પણ અમારા દેવ તો સર્વજ્ઞ વીતરાગ એમ વિનય હોય

૪ રૂપમદ-શરીરની સૌંદર્યતા તે તો બધા પ્રકૃતિના ચાળા છે, તે મારું સ્વરૂપ નથી-એ રીતે રૂપનો અહંકાર ન હોય.

૫ તપમદ-આઠ ઉપવાસ કે માસખમણ કરે અને તેનાં અભિમાન કરે તે તપમદ છે. વ્યવહારે પણ અરિહંત ભગવાનનો ભક્ત થવા માગતો હોય તેને આ એકે મદ હોય નહીં.

૬. બલમદ-શરીર બળનો મદ ન હોય. અરે! બળ કોનું? આ શરીર આત્માનું હતુ જ ક્યારે? મરણ વખતે આંખની પાંપણ પણ નહિ ફરે!

૭ વિદ્યામદ-વકીલાતની બુદ્ધિ ઘણી હોય કે બીજી લૌકિક કળામાં ડહાપણ હોય તેનાં અભિમાન અરિહંતદેવના સેવકને ન હોય.

૮. અધિકાર મદ-મોટા હોદ્દા મળવા તે તો પૂર્વના પુણ્યનું ફળ છે. અમે કલેક્ટર છીએ, અમે લક્ષાધિપતિ છીએ વગેરે પદવિનો અહંકાર ન જોઇએ. અરિહંતદેવ ત્રણલોકના નાથ તેની પાસે તો તું ગેંડો છે! અરિહંતદેવને ગોંતો ઇંદ્રો પૂજે છે. જેના મુગટમાં અમૂલ્ય રત્નો

છે, એકેક રત્નની કિંમતમાં તો ચક્રવર્તીના રાજ ડૂલી જાય, એવો મુગટ ભગવાનના ચરણમાં નમાવી દીએ છે વળી ઈન્દ્રના સિંહાસનની નીચેના પત્થરના પણ અબજો રૂા. ઉપજે, એવી રિદ્ધિના સ્વામી, ૩૨૦૦૦ વૈમાન ( દેવોના વૈમાન થાય છે તે ) ના ધણિ ઈન્દ્ર તે પણ અરિહંતદેવ પાસે તો નમ્રતા અને ભક્તિભાવના ઉલ્લાસથી નાચી ઊઠે. અને તે જ ઈન્દ્ર જ્યારે પોતાની ઈન્દ્રસભામાં સિંહાસન પર બેઠા હોય ત્યારે તો જાણે સિંહ આળોટતો હોય! એમ ઘણા જ ગંભીર હોય! એવા ઇન્દ્રો પણ ભગવાનને પૂજે અને ભક્તિથી નાચી ઊઠે, તો તે ઇન્દ્રની પાસે આ તારા અધિકારની શું કિંમત છે? માટે અધિકારનો મદ ન હોય. આ બધું હજી બાહ્ય જૈની ક્યારે બને તે કહેવાય છે, આત્માને ઓળખી અંતરંગ જૈની બને તે તો અપૂર્વ છે!

૯-૧૧—કુદેવ-કુગુરુ અને કુધર્મનું સેવન તે મૂઢતા છે એ જિનદેવના ભક્તને ન હોય. અહીં દ્વેષભાવની વાત નથી, પણ સત્-અસત્નો વિવેક છે.

૧૨-૧૯.—શંકા, કાંક્ષા, વિચિકિત્સા, મૂઢદૃષ્ટિ, અનુપગૂહન, અસ્થિતિકરણ, અવાત્સલ્ય અને અપ્રભાવના એ આઠ દોષો છે તે જિનદેવના ભક્તને હોય નહીં

સંખ્યા ઉપરથી સત્‌ની ગણતરી નથી, પણ સત્ તો સત્‌ની પરીક્ષાથી સત્ છે. લૌકિકમાં પણ સંખ્યાની ગણતરીની મુખ્યતા નથી. એક જ શ્રીકૃષ્ણ હતા તે એકલા ક્રોડો માણસો સામે લડ્યા હતા છતાં સામાને હરાવી દીધા હતા ( શ્રીકૃષ્ણ અને જરાસંઘ વચ્ચે લડાઈની આ વાત છે. ) વળી ક્રોડો બકરાંનું ટોળુ હોય ત્યાં એક સિંહ ભૂસ્કો પડી જાય ત્યાં આટલા બધા બકરાંને એક સિંહ કેમ પહોંચી શકશે એવી શંકા થાય નહિ, તેમ વધારે માણસો માને છે તે ધર્મ સાચો હશે કે આ થોડા માણસો માને છે તે ધર્મ સાચો હશે એવી રીતે જિનદેવનો ભક્ત મૂંઝાય નહિ પણ પરીક્ષા કરીને નક્કી કરે. દેવ-ગુરુ કે સાધર્મીઓ પ્રત્યે અરિહંતદેવનો ભક્ત અરુચિ ન કરે પણ પ્રીતિથી આદર કરે

૨૦-૨૫:—કુદેવ, કુગુરુ, કુધર્મ તથા કુદેવસેવક, કુગુરુસેવક અને કુધર્મસેવક એ છ અનાયતન છે તેનો આદર જિનદેવના ભક્તને ન હોય.

ઉપર મુજબ પચીસ દોષો વિચારપૂર્વક જીવ ટાળે ત્યારે તો તે જન્મજરા-મરણને ટાળવામાં નિમિત્ત એવા પરમવૈદ્ય ત્રિલોકનાથ તીર્થંકરદેવનો વ્યવહારે ભક્ત થયો કહેવાય.

અહીં પચીસ દોષનો ત્યાગ વિચારપૂર્વક કરવાનું કહ્યું છે. કુળ-પદ્ધતિથી ત્યાગ હોય તે નહિ પણ સમજીને વિચારપૂર્વક ટાળવાની વાત છે. પ્રથમે સાચા દેવ-ગુરુની ઓળખાણ કરીને તેની ભક્તિ, પૂજા, પ્રભાવના કરે, તેને માટે તન-મન-ધન વગેરે બધું ય ખર્ચે ત્યારે તો તે અરિહંતદેવનો વ્યવહારે ભક્ત કહેવાય, તેને સ્થૂળ મિથ્યાત્વ છૂટ્યું કહેવાય, પણ અંદર સૂક્ષ્મમિથ્યાત્વ હજી પડ્યું છે.

લક્ષ્મી ખરચતાં ખૂટે નહીં, અને પુણ્ય ખૂટે તો લક્ષ્મી ખૂટ્યા વગર રહે જ નહીં. ખરચવાથી લક્ષ્મી ખૂટી જશે એમ માનનારને પુણ્યની પણ શ્રદ્ધા નથી. સાચાં દેવ-ગુરુ-શાસ્ત્રને ઓળખીને તેને માટે તન-મન-ધનનો હર્ષપૂર્વક ઉપયોગ કરે ત્યારે તો હજી વ્યવહારે ભગવાનનો ભક્ત થયો, પ્રશસ્ત શુભરાગ થયો, તેને ગૃહીતમિથ્યાત્વ છૂટ્યું અને હવે અંતરસ્વભાવની તાકાત વડે શુભરાગનો પણ નકાર કરે કે આ રાગ મારૂં સ્વરૂપ નહિ—એમ શુદ્ધસ્વભાવની શ્રદ્ધા કરે તો તેને પરમાર્થ સમકિત થાય—અનાદિનું અગૃહીતમિથ્યાત્વ છૂટે અને તે ખરેખર ભગવાનનો ભક્ત થયો, તે જ જૈન છે.

પ્રશ્ન:—તન-મન અને ધન ખર્ચવાનું કહો છો તો તેમાંથી ત્રીજો 'ધન' શબ્દ કાઢીને તન અને મન ખર્ચીએ તો ૯૯ ટકા લાભ થાયને?

ઉત્તર:—એક ટકો પણ ન થાય. ઘરના છોકરા માટે કેમ બધું કરો છો? 'પાંચ લાખની મૂડી છે તે તને દેવાના ભાવ છે પરંતુ એક પાઈ પણ તને દેવી હરામ છે' એમ છોકરાને વાત કરે તો તે ન પાલવે. તેમ અહીં જેને દેવ-ગુરુની સાચી ભક્તિ છે તે તો દેવ-ગુરુ-ધર્મની પ્રભાવના, ભક્તિ વગેરે પ્રસંગો આવતાં હર્ષથી ઊછળીને કહે કે—અનંત કાળે મારા મનને આંગણે ત્રિલોકનાથ તીર્થંકર ભગવાન પધાર્યા છે,

મારા ભગવાન માટે હું સર્વસ્વ આપી દેવાનો છું; આવી વાત તો એકવાર લાવ! સાચાં દેવ-ગુરુનો સંયોગ મળવો અનંતકાળે દુર્લભ છે. અહમેન્દ્રપદ, રાજપદ વગેરે અનંતવાર મળે છતાં સાચાં દેવ-ગુરુની પ્રાપ્તિ દુર્લભ છે.

આ ધર્મ અપૂર્વ છે, આ જ કરવા જેવું છે. બધું મૂકી દઈને સાચા દેવ-ગુરુ-ધર્મને શરણે એકવાર અર્પાઈ જા! ભગવાનનો ભક્ત હોય તે લક્ષ્મીનો અમુક ભાગ તો સુદેવ, સુગુરુ અને સુધર્મ માટે જરૂર દાનમાં કાઢે. સારામાં સારો હોય તો ચોથો ભાગ દાનમાં કાઢે, મધ્યમ હોય તો છઠ્ઠો ભાગ કાઢે અને હલકામાં હલકો હોય તે છેવટ દસમો ભાગ તો જરૂર દાનમાં વાપરે. સંસારમાં છોકરા ખાતર કેમ સંઘરી રાખે છે, તો જેને દેવ-ગુરુ-ધર્મની સાચી રુચિ થઈ છે તેને તન-મન-ધન ખર્ચવાનો ઉલ્લાસ આવ્યા વગર રહેજ નહીં.

ભાઈ રે! તારે આ ઉત્તમ મનુષ્યપણું લેખે લગાડવું છે ને! તારે મનુષ્યપણું સફળ કરવું હોય તો સાચા દેવ-ગુરુ-ધર્મને ઓળખી તેની શ્રદ્ધા કર. તેની ભક્તિ, પ્રભાવના વગેરેમાં તન,મન,ધન, જ્ઞાન વગેરે લગાવ. સંસારમાં જેમ કોઈ મહેમાન ઘરે આવ્યો હોય તો તેની કેટલી સગવડ સાચવે છે! તેમ ત્રિલોકનાથ તીર્થંકર ભગવાન અને પરમ ગુરુ માટે તને ભક્તિ ન આવે, તેની સગવડતા કેમ કરવી-વગેરેનો વિચાર ન આવે તો દેવ-ગુરુ-ધર્મની સાચી પ્રીતિ નથી.

પ્રશ્ન:—સાહેબ! આપે કહ્યું છે કે પરદ્રવ્યનું પરિણમન આત્માને આધીન નથી તેનું કેમ?

ઉત્તર:—પરનું પરિણમન આત્માને આધીન નથી એ વાત સાચી; જો તને પર સંબંધી ભાવ જ ન થતા હોય તો તો બરાબર છે પણ હજી તું વીતરાગ થઈ ગયો નથી કે તને કોઈ શુભાશુભ ભાવ જ ન આવે! સ્ત્રી, પુત્ર સંબંધી અશુભરાગ આવે છે તથા વિષય-કષાયના અશુભ ભાવ પણ આવે છે, અને દેવ-ગુરુ-ધર્મ તરફના શુભભાવની વાત આવે ત્યાં તું કહે કે પરદ્રવ્યનું પરિણમન આત્માને આધીન નથી-તો ત્યાં શુભ-અશુભનો વિવેક કરતાં પણ તને નથી

આવડતો. અને જ્યાં શુભ-અશુભનો વિવેક કરતાં પણ નથી આવડતો તો પછી શુભ અને અશુભ બન્ને રહિત આત્માના સ્વભાવની ઓળખાણ કરશે કયાંથી ?

"જ્ઞાનીઓ કહે છે કે શુભરાગથી ધર્મ ન થાય એટલે આપણને દેવ-ગુરુની ભક્તિનો ઉલ્લાસ નથી આવતો" એમ કહે અને સ્ત્રી, પુત્ર, લક્ષ્મી વગેરેના અશુભ રાગમાં જોડાય તો તે જીવને નિમિત્તનો વિવેક કરતાં પણ આવડતો નથી. શુભરાગથી ધર્મ ન થાય એમ કહ્યું તેમાં શુભરાગ છોડીને અશુભ કરવાનું તને કોણે કીધું ? હજી નિમિત્તના વિવેકનું પણ ભાન નથી તે પોતાના ઉપાદાન સ્વરૂપને ઓળખશે શી રીતે ?

ભગવાન અરિહંતદેવ, સદ્‌ગુરુ અને સત્‌શાસ્ત્ર એ સત્‌સ્વરૂપ સમજવાનાં નિમિત્તો છે. ભગવાન અરિહંતદેવનો સાચો ભક્ત તન, મન, ધનથી સદ્‌ભાવરૂપ ભક્તિ વગેરેમાં પ્રવર્તે છે. પોતાની શક્તિ ન હોય અને કોઈ બીજો સાધર્મીબંધુ દેવ-ગુરુ-ધર્મની પ્રભાવના વગેરે સત્કાર્યમાં પ્રવર્તતો હોય તો તેની ઈર્ષા ન કરે પણ હોંશ આવે કે અહો ! મારી વતી મારા સાધર્મીભાઈ દેવ-ગુરુના કાર્યો કરે છે—તેને ધન્ય છે ! એમ પોતે અનુમોદન આપે, પણ સામાની ઈર્ષા ન હોય. જો ઈર્ષા આવે તો તેને દેવ-ગુરુ પ્રત્યેની સાચી ભક્તિ આવી નથી, અંદર ગૃહીતમિથ્યાત્વનું શલ્ય પડયું છે.

ભાદરવા સુદ ૩ સોમવાર.

'આત્માનો સર્વજ્ઞ વીતરાગસ્વભાવ જેને પ્રગટયો છે એવા ભગવાન અરિહંતદેવનો ભક્ત કેવો હોય તે અધિકાર છે. સવારે સમયસારજી વંચાય છે તેમાં તો નિશ્ચયભક્તિની એટલે કે પોતાના શુદ્ધસ્વરૂપની ભક્તિની વાત છે અને અત્યારે આ સત્તાસ્વરૂપમાં વ્યવહારભક્તિ એટલે કે સર્વજ્ઞદેવની ભક્તિની વાત છે. બીજાઓને જેમ તેઓનાં માનેલાં કુદેવાદિ માટે પ્રેમ હોય છે તેના કરતાં વિશેષ પ્રેમ સાચાં દેવ-ગુરુ પ્રત્યે જે જીવને હોય અને સુદેવાદિને માટે તન-મન-ધન તે હર્ષ અને ઉમંગથી લગાવે ત્યારે તો તે દેવ-ગુરુની પ્રીતિવાળો

કહેવાય, એટલે કે જિનદેવનો વ્યવહારે ભક્ત કહેવાય. સર્વજ્ઞ ભગવાનનો અને સાચા ગુરુ તથા શાસ્ત્રનો ભક્ત થતાં તન-મન-ધન-વચન-જ્ઞાન વગેરેથી તેમાં જ તે વર્તે છે. હજી અહીંસુધી આત્માની શ્રદ્ધા થઈ નથી, પણ સાચાં નિમિત્તો દેવ-ગુરુ-શાસ્ત્રની શ્રદ્ધા થઈ છે. પ્રથમ સાચા દેવ-ગુરુને ઓળખીને તેને માટે તન-મન-ધનની અર્પણતા આવી જાય અને કુદેવ-કુગુરુમાં પ્રવર્તે નહીં ત્યારે ગૃહીતમિથ્યાત્વ છૂટ્યું છે અને જ્યારે દેવ-ગુરુ પ્રત્યેનો રાગ પણ મારું સ્વરૂપ નથી એમ આત્માની શુદ્ધ શ્રદ્ધા કરે ત્યારે અનાદિનું અગૃહીતમિથ્યાત્વ છૂટે.

જિનદેવનો ભક્ત હોય તે અન્ય કુદેવાદિને માનતો નથી. અભાવને સાધે પણ મિથ્યાસદ્‌ભાવને માને નહિ, તેને અનુમોદે નહીં અને તેને મદદરૂપ ન બને. અમૃતની ગેરહાજરીમાં ઝેરને ન સાધે એટલે કે સાક્ષાત્ જિનદેવ શ્રી અરિહંત પરમાત્માની ગેરહાજરીમાં બીજા કુદેવમાં 'આ દેવ હશે' એવી દેવપણાની મનમાં કલ્પના પણ જિનદેવનો ભક્ત ન થવા દે.

પ્રશ્નઃ—સાચા દેવને જોયા વિના શી રીતે નક્કી કરે?

ઉત્તરઃ—જેમ કોઈ માણસ બંધ મકાનમાં વીણા વગાડતો હોય તે માણસ નજરે ન દેખાય છતાં બહારનો માણસ તેની વીણા વગાડવાની ચતુરાઈ, ઢબ, અવાજ વગેરે ઉપરથી તે પુરુષને નજરે જોયા વિના પણ તેની કળા વગેરેનો નિર્ણય કરી લે છે, ગાનારની ઢબ, શૈલી, કળા વગેરે ઉપરથી ગાનારના સ્વરૂપને નક્કી કરી શકાય છે. (માણસને નજરે જુએ તો જ તેનો નિર્ણય થાય એવું કાંઈ નથી); તેમ આ શરીરરૂપી મકાન તેમાં વાણીરૂપી વીણા તે દ્વારા અંતરના આત્માનું સર્વજ્ઞપદ નક્કી થઈ શકે છે; ભલે શ્રોતાઓ બોલનારના આત્માને નજરે ન જુએ છતાં વાણીના પૂર્વાપર અવિરોધપણા ઉપરથી નક્કી કરી શકાય છે કે આ વાણી સર્વજ્ઞની જ છે. સર્વજ્ઞપદ ઊઘડતાં વાણી અને આત્મા બન્ને સ્વતંત્ર થાય છે. જો કે વાણી અને આત્મા બન્ને સ્વતંત્ર જ હતા, પણ અંદર જ્ઞાનનું જે સર્વજ્ઞપણું ખીલી ગયું છે

તેનું નિમિત્તપણું વાણીમાં પણ આવે છે એટલે સર્વજ્ઞનું જ્ઞાન પણ પૂરું છે અને વાણીમાં પણ એક સમયમાં પૂરું કથન આવે છે, એવી વાણી સર્વજ્ઞદેવ સિવાય બીજાને હોય નહીં, એ રીતે વાણી ઉપરથી સર્વજ્ઞને નક્કી કરી શકાય છે।

સર્વજ્ઞની સિદ્ધિનો બીજો ન્યાયઃ—આત્મા જ્ઞાનસ્વરૂપ છે. એક આત્મા કરતાં બીજા આત્મામાં વધારે જ્ઞાન જણાય છે, વળી ત્રીજા આત્મામાં તેના કરતાં પણ વધારે જ્ઞાન હોય છે એમ ઉત્તરોત્તર જ્ઞાનની વૃદ્ધિ થતાં થતાં કોઈ જીવને પરિપૂર્ણ જ્ઞાન પણ પ્રગટે છે, જે જીવને પરિપૂર્ણ જ્ઞાન પ્રગટ્યું છે તે સર્વજ્ઞ છે.

સર્વજ્ઞની સિદ્ધિનો ત્રીજો ન્યાયઃ—એક જીવને જેટલા રાગદ્વેષ હોય તેના કરતાં બીજા કોઈ જીવને થોડા રાગ દ્વેષ હોય છે, વળી ત્રીજાને તેના કરતાં પણ થોડા એમ ઓછા કરતાં કરતાં છેવટ કોઈ જીવને રાગ દ્વેષનો સર્વથા અભાવ પણ હોય છે, જે જીવને રાગ-દ્વેષનો સર્વથા અભાવ હોય તે જીવને પરિપૂર્ણ જ્ઞાન હોય અને તેને સર્વજ્ઞ કહેવાય છે. આ રીતે પોતાના જ્ઞાનમાં સર્વજ્ઞનું સ્વરૂપ નક્કી કરીને તેમને જે દેવ તરીકે પૂજે, શ્રદ્ધા કરે તે તો પોતાની ભક્તિથી હજી ભગવાનને પોતાના આંગણે લાવ્યો છે, અર્થાત્ પોતે સત્‌ના આંગણે આવ્યો છે.

જિનદેવનો વ્યવહારે ભક્ત હોય તે મિથ્યા સદ્‌ભાવને સ્થાન ન આપે એટલે કે વીતરાગ દેવ-ગુરુ-શાસ્ત્ર સિવાય ખોટા દેવ-ગુરુનું સમર્થન ન કરે, વાણીદ્વારા ખોટાનું સ્થાપન ન કરે તેમજ કોઈ અન્ય પ્રકારે ખોટાનું સમર્થન ન કરે-તેને સ્થાન ન આપે; સર્વજ્ઞદેવ અને કુદેવાદિ સરખાં છે એમ ન માને ત્યારે તો સર્વજ્ઞની વ્યવહારે શ્રદ્ધા છે. સત્યમાર્ગ તો એક જ હોય, સત્યના બે માર્ગ ત્રણકાળ ત્રણ-લોકમાં ન હોય, વીતરાગદેવ સિવાય બીજા દેવને સાચા માનનાર વીતરાગનો ભક્ત નથી.

કેટલાક જીવો જૈનધર્મ અને બધા ધર્મોનો સમન્વય કરવા માગે છે પણ જૈનધર્મનો બીજા ધર્મ સાથે સમન્વય કદી થાય નહીં. અમૃત અને ઝેરનો સમન્વય હોય નહીં. વીતરાગનો સેવક વીતરાગ-

દેવનું સ્વરૂપ બાહ્યરૂપ અન્યથા કહેતો કે માનતો નથી. વીતરાગની વાણી સહજ સ્વભાવે નીકળે છે, બીજાને લાભ થાય એવી ઈચ્છાથી ભગવાનની વાણી હોતી નથી; ભગવાન તો તદ્દન વીતરાગ થઈ ગયા છે, અને વાણી પણ સ્વતંત્રપણે નીકળે છે.

વીતરાગનો સેવક કયારે કહેવાય; વ્યવહારે જૈન કયારે કહેવાય તે કહેવાય છે વીતરાગનો સેવક વીતરાગદેવથી ઊંધું કહેનારની વાત પણ સાંભળતો નથી. બાપને ગાળ દેનાર બાપનો વેરી છે, સારો છોકરો તેને માન ન આપે, તેમ વીતરાગની વાતથી વિરુદ્ધ કહેનારની વાત વીતરાગનો સેવક સાંભળે પણ નહિ. જિનદેવની વીતરાગ પ્રતિમાનું રૂપ સરાગરૂપ ન કરે. વીતરાગની પ્રતિમાને વસ્ત્ર ન હોય, માળા ન હોય, મુગટ ન હોય, શસ્ત્ર વગેરે કોઈ રાગાદિનાં ચિહ્ન જિનદેવની પ્રતિમાને ન હોય; જિનદેવ તો વીતરાગ છે, આનંદઘન છે, તેમના સાક્ષાત્ અભાવમાં પ્રતિમાજીમાં તેમની સ્થાપના કરવામાં આવે છે. સ્થાપનાના બે પ્રકાર છે-(૧) સદ્દભાવરૂપ સ્થાપના (૨) અસદ્દભાવરૂપ સ્થાપના. જિનદેવ પ્રમાણે તેમની મૂર્તિમાં જિનદેવપણાનો આરોપ કરવો તે સદ્ભાવરૂપ સ્થાપના છે, અને ફુલ વગેરેમાં સ્થાપના કરવી તે અસદ્દભાવરૂપ સ્થાપના છે. જિનદેવની પ્રતિમા તેમાં જિનદેવની જ સ્થાપના છે તેથી તે પ્રતિમા ઉપર શણગાર ન હોય, એ તો વીતરાગતાનું પ્રતિબીંબ છે-નિર્ગ્રંથ છે. આ રીતે જિનદેવનો વ્યવહારે સેવક હોય તે જિન પ્રતિમાનું સ્વરૂપ અન્યથા ન માને, જિન પ્રતિમાનો અવિનયાદિ ન કરે, જિનદેવની પ્રતિમાનો કોઈ અવિનયાદિ કરે તો તેનો સ્વીકાર ન કરે અને અવિનયાદિના સ્થાનોથી પોતે પોતાને બચાવતો રહે; તેવી જ રીતે જિનદેવ પ્રમાણે સદ્ગુરુ અને સત્શાસ્ત્રોનું પણ સમજી લેવું; આટલું કરે ત્યારે તો હજી શુભરાગમાં આવ્યો કહેવાય, ગૃહીતમિથ્યાત્વ છૂટયું કહેવાય અને તે બાહ્ય જૈની બન્યો કહેવાય અને જ્યારે શુદ્ધ આનંદઘન સ્વરૂપની શ્રદ્ધાના જોરે તે શુભ રાગનો પણ નકાર કરે કે 'મારે પર સાથે તો સંબંધ નથી પરંતુ દેવ-ગુરુ-શાસ્ત્ર તરફના શુભ વિકલ્પ ઊઠે તે પણ મારું સ્વરૂપ નથી, હું તો અખંડ જ્ઞાયક છું, મારા જ્ઞાયકસ્વરૂપમાં રાગનો અંશ પણ

નથી' આ રીતે આત્મસ્વભાવની શ્રદ્ધા કરે ત્યારે પરમાર્થ શ્રદ્ધા છે, તે વીતરાગનો સાચો સેવક બન્યો છે, અનાદિની ઊંધી માન્યતારૂપ અગૃહીતમિથ્યાત્વ તેને છૂટ્યું છે અને તે ખરેખર જૈન છે.

વળી જિનદેવનો ભક્ત અરિહંતના અતિશયોનું સ્વરૂપ લૌકિકમાં અન્યથા કહેતો નથી. જે ભગવાનના સમોસરણમાં જાય, તે ત્યાં ધર્મ પામી જ જાય એવો ભગવાનનો અતિશય છે-એ વાત ખોટી છે. જો ભગવાન પાસે આવવાથી બધા ધર્મ પામી જતા હોય તો તો નિમિત્તથી કાર્ય થયું, એમ બનતું નથી પણ ત્યાં જઇને જીવ પોતે પોતાના પુરુષાર્થથી ધર્મ સમજે તો આરોપથી ભગવાનને નિમિત્ત કહેવાય છે.

દરેક તત્ત્વ સ્વતંત્ર પરિપૂર્ણ છે, તું સ્વતંત્ર છો તારે પરની જરૂર નથી એમ ભગવાન તો દરેક તત્ત્વની સ્વતંત્રતાની જાહેરાત કરે છે; ભગવાન કોઇને તારી દેતા નથી. જો ભગવાન બીજાને તારી શકતા હોય તો એ તો આખા સંસારના સર્વ જીવોને તારી દે અને સંસારના અભાવનો જ પ્રસંગ આવી પડે. પરંતુ ભગવાન કોઇને તારી શકતા નથી. ભગવાનની વાણી પણ નિમિત્તમાત્ર છે, અને તે પણ જો પોતે સાચું સમજે તો નિમિત્ત કહેવાય છે, નહિતર તો નિમિત્ત પણ નથી.

ભગવાન જો કોઇને તારી દેતા હોય તો અનંતા ભગવાન થઈ ગયા છતાં તને હજી સુધી કોઇએ કેમ તાર્યો નહીં? ભગવાને તાર્યો નહિ માટે અત્યારસુધી રખડયો-એમ નથી, પણ સ્વાશ્રીત સ્વભાવની સાચી સમજણના અભાવે જ અત્યારસુધી જીવ રખડયો છે. એક પણ વાતમાં આડું-અવળું ચાલે તેમ નથી. એક પણ ન્યાય ઊંધો બેઠો તો આખું તત્ત્વ ઊંધી જવાનું છે, સતને બધા પડખેથી બરાબર સમજવું જોઇએ. ત્રિલોકનાથ તીર્થંકરદેવની પેઢીએ બેસીને તેની વતી વાત કરવી છે કે ભગવાન આવા છે. આ તો ધર્મનો ધોરી માર્ગ છે, ત્રિકાળી સનાતન ધર્મની ધીખતી પેઢીનો ધોખમાર્ગ છે. સનાતન ધોખમાર્ગ અનાદિથી એક જ પ્રકારે ચાલ્યો આવે છે તેમાં બીજું ચાલે એમ નથી.

કોઇ કહે કે ભગવાનની મૂર્તિ તો જડ છે! તો તેને કહે છે કે હજી તને જડ-ચેતનની ખબર જ ક્યાં પડી છે? જડ શું અને ચેતન શું એના સ્વરૂપને તો તું જાણતો નથી; તારા બાયડી છોકરાં પણ જડ જ છે છતાં તેના ઉપર રાગ કેમ કરે છે? આત્મા તો બાયડી-છોકરો છે નહિ તેમજ આત્માને તો તું જાણતો પણ નથી, માત્ર આ શરીરમાં બાયડી છોકરાપણું માન્યું છે-એ શરીર તો જડ છે, છતાં તે ઉપર અશુભરાગ કેમ કરે છે? અને જ્યાં દેવની વાત આવે ત્યાં 'મૂર્તિ તો જડ છે' એમ બોલે છે તો તને દેવ-ગુરુની ઓળખાણ જ નથી અને તું તેમનો ભક્ત જ નથી. ભગવાનના ભક્તને પ્રથમ ભૂમિકામાં દેવ-ગુરુ-શાસ્ત્ર પ્રત્યેનો શુભરાગ આવ્યા વગર રહે જ નહીં. જે જીવ જિનદેવની સાચી પ્રતિમા તથા સાચા ગુરુ અને સાચા શાસ્ત્રનો અવિનયાદિ થવા દેતો નથી, તથા તેથી વિરુદ્ધ કુદેવાદિને આદરતો નથી. એ રીતે સાચા દેવ-ગુરુ-શાસ્ત્રને ઓળખીને કુદેવાદિની માન્યતા છોડે છે, ત્યારે તો હજી તીવ્ર મિથ્યાત્વનો તે જીવે ત્યાગ કર્યો કહેવાય છે. પૈસાની આશાએ વીતરાગ ભગવાનની ભક્તિ કરે તે ભગવાનનો ભક્ત વ્યવહારે પણ નથી. કોઈ પણ લૌકિક આશાથી સાચા દેવ-ગુરુને માનતો હોય અને કુદેવાદિને ન માનતો હોય તોપણ તે પાપી છે, તેને ગૃહીતમિથ્યાત્વ પણ છૂટ્યું કહેવાય નહીં. વીતરાગી દેવ-ગુરુ તો ધર્મ સમજવા માટેનાં નિમિત્તો છે તેને બદલે લૌકિક આશાથી તેને માને તો તેને પુણ્ય પણ ન થાય-પરંતુ પાપ બાંધે, ધર્મ સમજવો તો ક્યાંય રહ્યો.

વિષય, કષાયાદિના આશ્રય રહિત સાચા દેવાદિકથી સાચી પ્રવૃત્તિ કરવાથી ગૃહીતમિથ્યાત્વ છૂટશે. પહેલાં કુદેવાદિમાં ભક્તિ હતી તેનાથી પણ અધિક ભક્તિ સાચા દેવ-ગુરુને ઓળખીને તે પ્રત્યે થઈ છે કે નહીં તેનો તમે તમારા પરિણામમાં વિચાર કરો. જો પહેલાં જેટલું સાચા દેવાદિ માટે ઉમંગથી ન કરે તો તેને સાચી પ્રીતિ પ્રગટી જ નથી. જો જિનદેવની અંતરંગ પ્રીતિ થઈ હશે તો તેનું કાર્ય બહાર દેખાયા વગર રહેશે નહીં. જો સાચા દેવ-ગુરુ-ધર્મને માટે તન, મન, ધન ખરચવાનો ઉમંગ ન આવે તો તારું ભવિષ્ય જ ખોટું છે.

તને અંતરથી સાચા દેવ-ગુરુ-ધર્મની ભક્તિનો પ્રેમ ઊછળતો નથી તો તું જે કરે છે તે માત્ર લોકોને દેખાડવા ખાતર છે; પણ ભાઈ! સર્વજ્ઞ ભગવાનના જ્ઞાનને તું છેતરી શકીશ નહીં. કદાચ જગતને તું છેતરી શકીશ પણ સર્વજ્ઞદેવને છેતરી શકાશે નહીં; એટલે અહીં એમ કહેવાનો આશય છે કે તારા અંતરના ભાવ કરતાં જુદું ફળ તું મેળવી શકીશ નહિ, તારા ઊંધા ભાવનું સવળું ફળ તને મળશે નહિ ખરેખર કોઈ પરને છેતરી શકતો જ નથી, પણ પોતાના આત્માને છેતરે છે.

પહેલાં જે કુદેવાદિને માટે તન, મન, ધનથી ઉત્સાહરૂપ પ્રવર્તતો હતો તો હવે સાચા દેવ-ગુરુની ઓળખાણ થતાં તેના કરતાં અધિક ઉત્સાહથી તન-મન-ધન-જ્ઞાન-કાળ-ક્ષેત્ર વગેરે ખરચ્યા વગર તે રહે જ નહીં. સાચું સમજે તો સત્‌નું બહુમાન આવ્યા વગર રહે જ નહીં કોઈ સાચા દેવ-ગુરુ-ધર્મ માટે ઉમંગથી તન-મન-ધન ન ખર્ચે અને કહે કે અમે સાચા દેવ-ગુરુને માનીએ છીએ તો તે કપટી છે-તેની વાત ખોટી છે.

પ્રશ્ન:—અમે પહેલેથી કુદેવાદિમાં પણ પ્રીતિ કરી નથી, કુદેવાદિ માટે પણ અમે કદી ખર્ચ કર્યું નથી અને હવે અહીં પણ અમે ખર્ચ કરતા નથી તેથી અમને કપટ તો નથી!

ઉત્તર:—છોકરો માંદો પડ્યો હોય ત્યાં કુદેવાદિની માનતા કરે અગર તો દવા કરે તેમાં સારો કહે કે રૂા. ૫૦૦૦) અમુક દવા માટે ખરચવા પડશે, તો ત્યાં પ્રેમપૂર્વક-આનાકાની કર્યાં વગર હા પાડે; અને અહીં દેવ-ગુરુ-ધર્મની પ્રભાવના વગેરે કાર્યોમાં જ્યાં તન-મન-ધન ખર્ચવાની વાત આવે ત્યાં બહાનાં બતાવે કે વીતરાગને તો કાંઈ ખપતું નથી, અને શાસનની પ્રભાવના તો શાસનના પુણ્ય હશે તો થશે-તો એ રીતે બહાનાં બતાવ્યાં વીતરાગમાર્ગમાં ચાલશે નહીં. વીતરાગને કાંઈ ખપતું નથી એ ખરું પણ તું તારો રાગ ઘટાડને! તને રાગ ઘટાડવાની કોણે ના પાડી? સંસારની શોભા ખાતર વેપાર-ધંધામાં સારું લગાડવા માટે તન-મન-ધન ખર્ચો છો અને અહીં સર્વજ્ઞ વીત-

રાગદેવ-ગુરુ-ધર્મની ભક્તિ, પ્રભાવના ખાતર તન-મન-ધન ખર્ચ-
વાનો ઉલ્લાસ નથી આવતો તો તમને વીતરાગદેવની શ્રદ્ધા જ નથી.

પ્રશ્ન:—આરંભ-પરિગ્રહના કાર્યોની તો ભગવાને ના પાડી છે ને?

ઉત્તર:—તને આરંભ-પરિગ્રહનું ભાન જ ક્યેદી' હતું ? સ્વરૂપ-
માંથી નીકળીને પરભાવમાં પ્રવૃત્તિ તે જ આરંભ પરિગ્રહ છે; પોતાના
સ્વરૂપની ઊંધી માન્યતા તે પરિગ્રહ છે તે ઊંધી માન્યતાપૂર્વકનું
ચારિત્ર તે આરંભ છે; સ્વરૂપના ભાન વગર આરંભ-પરિગ્રહ અટ-
કાવીશ શી રીતે? આરંભ-પરિગ્રહ બહારમાં નથી પણ પોતાના
ભાવમાં છે. સંસાર તરફના અશુભપરિણામ તે તીવ્ર આરંભ-પરિગ્રહ
છે અને દેવ-ગુરુ પ્રત્યેનો શુભરાગ તે અલ્પ આરંભ-પરિગ્રહ છે.
પ્રથમ ભૂમિકામાં દેવ-ગુરુ-ધર્મ પ્રત્યેનો શુભરાગ, ભક્તિ, બહુમાન
આવ્યા વગર રહે જ નહિ. દેવ-ગુરુ-ધર્મ પ્રત્યેનો રાગ તે સવારની
સંધ્યા સમાન છે-તેની પાછળ પ્રકાશ છે એટલે કે સ્વભાવના જોરે
તે શુભરાગને પણ ટાળીને કેવળજ્ઞાનરૂપી સૂર્ય પ્રગટ કરવાનો છે;
અને સંસાર સંબંધી કોઈ શુભરાગ ( પર જીવની દયા, દાન વગેરેના
ભાવ ) તે સાંજની સંધ્યા સમાન છે તેની પાછળ અંધકાર છે, ચૈતન્ય-
સૂર્ય અલ્પકાળમાં અસ્ત થઈ જવાનો છે અર્થાત્ તે શુભરાગ કરતી
વખતે જ અહંકાર હોવાથી તેનું ફળ ભોગવવા ટાણે અશુભ પરિ-
ણામ કરીને હલકી ગતિમાં રખડવાનો છે.

પ્રશ્ન:—ત્યારે શું અમારે બધું આપી દેવું ? પાછળ બાયડી-
છોકરાં હશે કે નહિ ?

ઉત્તર:—બાયડી-છોકરાં છે તે શું છે ?? આ દેવ-ગુરુ સાચાં
છે કે બાયડી-છોકરાં ? બાયડી-છોકરાં તો સંસારનું નિમિત્ત છે અને
વીતરાગદેવ-ગુરુ તે તો મુક્તિનાં નિમિત્ત છે. પરમ વીતરાગદેવ,
ગુરુ અને ધર્મને માટે એકવાર બધું અર્પણ કરી દેવાનો ભાવ ન
આવે ત્યાંસુધી તેને સાચી ભક્તિ નથી. વર્તમાનમાં તારા બરોબરીઆ
તેના માનેલા કુદેવ-કુગુરુની ભક્તિ વગેરે કરે છે અને તું કુદેવાદિને ન
માનતો હો તોપણ બંગલા-મોટર, અને બગીચા-વાડી માટે ધન

ન પ્રગટે ત્યાંસુધી ઉત્તમ ગૃહસ્થ હોય તે લક્ષ્મીનો ચોથો ભાગ, મધ્યમ હોય તે છઠ્ઠો અને જઘન્ય હોય તે દસમો ભાગ દેવ-ગુરુ-ધર્મની પ્રભાવના વગેરે શુભકાર્યમાં જરૂર કાઢે. ઈન્કમટેકસ (આવકવેરો) ભરવો પડે છે તે કેમ આપો છો? તેમ અહીં દેવ-ગુરુ-ધર્મને માટે પણ શક્તિ અનુસાર તન-મન-ધન કાઢવા જોઈએ. જો તને દેવ-ગુરુ-ધર્મની ભક્તિ-પ્રભાવનાનો ઉલ્લાસ નથી આવતો તો તને ધર્મ કાર્ય ફીક્કાં લાગ્યાં છે, આ ઉપરથી તારું ભવિષ્ય જ ખરાબ જણાય છે.

ભાઈ! તારે સારું કરવું છે ને! જેણે પોતાનું હિત કરવું હોય તેને માટે આ વાત છે, જેણે પોતાની દરકાર નથી એવાને માટે અહીં વાત નથી. ભમરો ગૂંજારવ કરતો કરતો ફૂલની કળી ઉપર બેસે ત્યાં ફૂલની કળી ખીલી ઊઠે, પણ લાકડાં ઉપર બેસે તો કાંઈ લાકડાં ખીલે નહીં તેમ આચાર્યદેવ કહે છે કે અમે અધ્યાત્મરસનો ગૂંજારવ કરીએ છીએ ત્યાં જે ભવ્ય જીવ નજીક મુક્તિગામી હશે તે તો અંતરથી ખીલી ઊઠવાના, પણ જે દીર્ઘ સંસારી જીવો હશે તેમને આ અધ્યાત્મરસનો ઉપદેશ નહિ રુચે.

લોભરૂપી કૂવામાંથી જગતના પ્રાણીઓને બહાર કાઢવા માટે શ્રી પદ્મનંદીપંચવિંશતિકામાં દાનનો ઉપદેશ કર્યો છે ત્યાં કહ્યું છે કે-જ્યાંસુધી ગૃહસ્થદશામાં છો ત્યાંસુધી દેવ-ગુરુ-શાસ્ત્રને માટે તન-મન-ધન લગાવ્યા કરો. પૈસા ખરચવાથી ખૂટી જતા નથી પણ પુણ્ય ખૂટે ત્યારે પૈસા ખૂટી જાય છે પૈસા ખરચવાથી ખૂટી જશે એમ માનનારને પુણ્યની પણ શ્રદ્ધા નથી. પુણ્ય હશે ત્યાંસુધી પૈસા ખૂટશે નહીં અને પુણ્ય ખૂટ્યા તો લાખ ઉપાયે પણ રહેશે નહીં.

આ વાત એકલા ભાઈઓને જ લાગુ પડે અને બહેનોને લાગુ ન પડે એમ નથી, આ તો ભાઈ-બહેનો બધાને સરખી લાગુ પડે છે ભાઈઓ જ દાન કરી શકે અને શું બહેનોને દાનાદિ કાર્યોમાં પૈસા ખરચવાનો હક્ક નથી? બાયડી તે શું પુરુષનું રમકડું છે? બાયડીને સારું લગાડવા કહે કે જો આ તારે માટે દાગીનો કરાવ્યો છે, તો પછી તે દાગીનો વેચીને દાનમાં ખરચવાનો હક્ક બાયડીને

ઉત્તર:—તારે ભગવાનને કયાં દેવું છે? ભગવાન માટે કાંઈ કરવું નથી પણ તારી તૃષ્ણા ઘટાડવા માટે છે. દેવ-ગુરુ-શાસ્ત્રની પ્રભાવના માટે ખરચ. જો તને સત્‌ની રુચિ થઈ છે તો અન્ય સાધર્મીમાં કોને શું પ્રતિકૂળતા છે એ વગેરે તપાસીને કોઇને શાસ્ત્ર વગેરેની જરૂરીયાત પૂરી પાડવી વગેરે કાર્યોમાં તારી પદવીયોગ્ય હિસ્સો કાઢ. અહીં મૂડી પ્રમાણે પદયોગ્ય ખર્ચવાનુ કહ્યું છે, દસ લાખની મૂડી હોય તેમાંથી સો-બસો રૂપીયા વાપરે તે પદયોગ્ય ન કહેવાય. જેટલું દેવ-ગુરુ-શાસ્ત્રની ભક્તિ, પ્રભાવના વગેરેમાં ખર્ચ્યું તેટલું તારી પાસે રહેવાનું અને બાયડી-છોકરા માટે જે સંઘર્યું છે તેની એક પાઈ પણ તારી સાથે રહેવાની નથી. લૌકિકમાં પણ વિવેક કરતાં આવડે છે તો અહીં પણ વિવેક કરવો જોઇએ. દૃષ્ટાંત:-એક ડોશી હતી, તેને દીકરાની વહુ સાથે બનતું નહિ અને પોતાની દીકરી ઉપર પ્રેમ હતો. એક વાર તેનો દીકરો ધન કમાણો એટલે દીકરો તેની ડોશીને કહે છે કે-મા! આપણે કમાણા છીએ તો હવે વહુને અને બેનને માટે હજાર-હજાર રૂપીયાના ઘરેણાં કરાવશુંને? ત્યારે ડોશીએ વિચાર્યું કે દીકરીને માટે જે ઘરેણાં કરાવશું તે તો દીકરીને પરણાવતાં સાથે આપી દેવા પડશે એટલે તે ઘરમાં રહેશે નહીં, અને આ દીકરાની વહુને માટે જેટલા ઘરેણાં કરાવશું તે તો ઘરમાં જ રહેવાનાં છે—આવો વિચાર કરીને, જો કે દીકરાની વહુ સાથે બનતું નહિ છતાં કહ્યું કે ભાઈ! વહુને માટે હજારના ઘરેણાં ભલે કરાવો પણ બેનને તો બસો-ત્રણસોના કરાવશો તોપણ ચાલશે. જો કે ડોશીને તો તીવ્ર મમતા છે, પણ અહીં તો કેટલું ઘરમાં રહેશે અને કેટલું બહાર જશે એનો વિવેક ડોશીએ કર્યો તેટલું જ દૃષ્ટાંતમાંથી લેવાનું છે.

તેમ જેટલું ધન વગેરે સાચાં દેવ ગુરુ ધર્મની પ્રભાવના વગેરેમાં ખર્ચાશે તે ભાવનું ફળ તારા ઘરમાં રહેવાનું છે અને જેટલું ભેગું કરી રાખ્યું તે કાંઈ તારી સાથે રહેવાનું નથી આવો વિવેક કરીને યથાશક્તિ તન-મન-ધન દેવ-ગુરુ-ધર્મ ખાતર કાઢ. ડોશીને વિવેક કરતાં આવડયો તેટલો વિવેક પણ તને નહિ આવડે? તારા પુરુષાર્થથી જેટલી તૃષ્ણા ઘટાડ તેટલું તારા ઘરમાં રહેશે. જ્યાંસુધી મુનિપણું

ન પ્રગટે ત્યાંસુધી ઉત્તમ ગૃહસ્થ હોય તે લક્ષ્મીના ચોથો ભાગ, મધ્યમ હોય તે છઠ્ઠો અને જઘન્ય હોય તે દસમો ભાગ દેવ-ગુરુ-ધર્મની પ્રભાવના વગેરે શુભકાર્યમાં જરૂર કાઢે. ઇન્કમટેક્સ (આવકવેરો) ભરવો પડે છે તે કેમ આપો છો? તેમ અહીં દેવ-ગુરુ-ધર્મને માટે પણ શક્તિ અનુસાર તન-મન-ધન કાઢવા જોઇએ જો તને દેવ-ગુરુ-ધર્મની ભક્તિ-પ્રભાવનાનો ઉલ્લાસ નથી આવતો તો તને ધર્મ કાર્ય ક્યાં લાગ્યાં છે, આ ઉપરથી તારું ભવિષ્ય જ ખરાબ જણાય છે.

ભાઈ! તારે સારું કરવું છે ને! જેણે પોતાનું હિત કરવું હોય તેને માટે આ વાત છે, જેણે પોતાની દરકાર નથી એવાને માટે અહીં વાત નથી. ભમરો ગૂંજારવ કરતો કરતો ફૂલની કળી ઉપર બેસે ત્યાં ફૂલની કળી ખીલી ઊઠે, પણ લાકડાં ઉપર બેસે તો કાંઈ લાકડાં ખીલે નહીં તેમ આચાર્યદેવ કહે છે કે અમે અધ્યાત્મરસનો ગૂંજારવ કરીએ છીએ ત્યાં જે ભવ્ય જીવ નજીક મુક્તિગામી હશે તે તો અંતરથી ખીલી ઊઠવાના, પણ જે દીર્ઘ સંસારી જીવો હશે તેમને આ અધ્યાત્મરસનો ઉપદેશ નહિ રુચે.

લોભરૂપી કૂવામાંથી જગતના પ્રાણીઓને બહાર કાઢવા માટે શ્રી પદ્મનંદીપંચવિંશતિકામાં દાનનો ઉપદેશ કર્યો છે ત્યાં કહ્યું છે કે-જ્યાંસુધી ગૃહસ્થદશામાં છો ત્યાંસુધી દેવ-ગુરુ-શાસ્ત્રને માટે તન-મન-ધન લગાવ્યા કરો. પૈસા ખરચવાથી ખૂટી જતા નથી પણ પુણ્ય ખૂટે ત્યારે પૈસા ખૂટી જાય છે. પૈસા ખરચવાથી ખૂટી જશે એમ માનનારને પુણ્યની પણ શ્રદ્ધા નથી. પુણ્ય હશે ત્યાંસુધી પૈસા ખૂટશે નહીં અને પુણ્ય ખૂટ્યા તો લાખ ઉપાયે પણ રહેશે નહીં.

આ વાત એકલા ભાઇઓને જ લાગુ પડે અને બહેનોને લાગુ ન પડે એમ નથી, આ તો ભાઈ-બહેનો બધાને સરખી લાગુ પડે છે ભાઈઓ જ દાન કરી શકે અને શું બહેનોને દાનાદિ કાર્યોમાં પૈસા ખરચવાનો હક્ક નથી? બાયડી તે શું પુરુષનું રમકડું છે? બાયડીને સારું લગાડવા કહે કે જો આ તારે માટે દાગીનો કરાવ્યો છે; તો પછી તે દાગીનો વેચીને દાનમાં ખરચવાનો હક્ક બાયડીને

ખરો કે નહીં ? રસોડામાં રસોઈ કરીને તમે જમાડવો એટલો જ શું એનો હક્ક ? પૈસા વગેરે ખર્ચવામાં પણ તેનો અર્ધો હક્ક હોવો જોઇએ. બાયડી પણ ચોકખું સંભળાવી દે કે અમે પણ પુણ્ય લઇને આવ્યાં છીએ, અમને પણ ધન ખરચવાનો હક્ક છે, ગરજ ટાણે અર્ધાંગના-અર્ધાંગના કરે છે, તો પછી પૈસામાં પણ અર્ધો ભાગ ખરો કે નહીં ? અમારી ઇચ્છા પ્રમાણે અમે દાનાદિ ન કરી શકીએ તો શું અમારે તે અર્ધો ભાગને પૂજવો છે ? શું રસોડામાં જ આખી જીંદગી ગાળવા માટે આવ્યાં છીએ ? અમને પણ દેવ-ગુરુ-ધર્મની ભક્તિ છે તો અમે પણ તેમાં ઇચ્છાનુસાર ધન વગેરે ખર્ચીશું. દેરાસરમાં ભગવાનની આરતિ બોલવાના ભાવ થાય અને વધારે ઘી બોલવુ પડે તો ભાઈ સાહેબને બાઇઓએ પૂછવું જોઇએ ! જુઓ તો ખરા ધર્મની રુચિ કેવી છે ?

સાચા દેવ, ગુરુ, ધર્મને ઓળખીને તેમની પૂજા, ભક્તિ, પ્રભાવના વગેરેમાં ઉલ્લાસપૂર્વક તન, મન, ધન, જ્ઞાન, શ્રદ્ધા વગેરે લગાવશો ત્યારે તો હજી બાહ્યજૈની બનશો, ગૃહીતમિથ્યાત્વ છૂટશે. આ તો હજી સ્થૂળ મિથ્યાત્વ છૂટવાની-વ્યવહાર જૈન બનવાની વાત કહેવાય છે-વિશેષ કહેવાશે.

ભાદરવા સુદ ૪ મંગળવાર

બાહ્યજૈની કેવા હોય તે અત્યારે કહેવાય છે અને સવારે સમયસારજીમાં અંતરજૈની કેવા હોય તે કહેવાય છે. જેણે પોતાના આત્માના સ્વભાવના બળ વડે પોતાની પૂર્ણદશારૂપ પરમાનંદ સ્વરૂપ પ્રગટ કર્યું છે એવા વીતરાગ જિનદેવને બાહ્ય લક્ષણો વડે ઓળખાણપૂર્વક માનનાર બાહ્યજૈન છે અને અંતરના પોતાના વીતરાગ સ્વરૂપની શ્રદ્ધા કરે તે અંતરજૈન છે.

પ્રશ્ન—અંતરંગ સ્વરૂપ માને અને બહારમાં દેવ-ગુરુને ન માને તો તે કેવા કહેવાય ?

ઉત્તરઃ—તે કાં તો વીતરાગ હોય અને કાં તદ્દન મૂઢ હોય

પ્રશ્નઃ—બહારનું ન માને તે બધા વીતરાગ હોય ?

ઉત્તરઃ—બહારનુ ન માનનારના બે પ્રકાર છે એક તો અરિ-

હંત વીતરાગદેવ અને બીજો અજ્ઞાની મૂઢ જીવ. તેમાં સર્વજ્ઞ અરિહંતદેવ અંતરંગ જ્ઞાનપણે સંપૂર્ણ વીતરાગ છે અને અજ્ઞાની અજ્ઞાનપણે સંપૂર્ણરાગી છે.

પોતાના અંતરંગ સ્વરૂપનું ભાન કરવું તે 'અભ્યંતર જૈનપણું' છે તે જૈનપણું પ્રગટ્યા વગર વીતરાગતા આવી શકે નહિ, અને અંતરંગ જૈનપણું પ્રગટ્યા પછી પૂર્ણ વીતરાગ ન થાય ત્યાં વચ્ચે દેવ-ગુરુ-ધર્મની ભક્તિ, પ્રભાવના વગેરેનો શુભરાગ આવે.

આ તો સર્વજ્ઞ ભગવાનનું શાસન છે, એક સમયમાં ત્રણકાળ ત્રણલોકને જાણનાર સર્વજ્ઞદેવ જાગતી ચૈતન્ય જ્યોત તેનો પ્રકાશેલો આ માર્ગ છે. તેમાં બીજું ચાલે તેમ નથી. અંતરંગ સ્વરૂપની શ્રદ્ધા કરીને અંતરજૈની બને તેની તો વાત જ શી? એ તો જિનેશ્વરદેવના લઘુનંદન થઈ ગયા. અંતરજૈનપણું એ તો અપૂર્વ છે, પણ અહીં તો હજી બાહ્યજૈની ક્યારે બને તે વાત ચાલે છે; બાહ્યજૈની થયા વગર અંતરજૈની કોઈ થઈ શકે નહીં. કુદેવાદિને છોડીને સાચા દેવાદિની ભક્તિ તન-મન-ધનથી ન કરે તે તો બાહ્યજૈન પણ નથી. સાચા દેવ-ગુરુ-ધર્મ મળવા અનંતકાળે પણ દુર્લભ છે, તે બાહ્ય નિમિત્તો છે. પ્રથમ બાહ્ય સાચાં નિમિત્તોની શ્રદ્ધા, ભક્તિ આવ્યા વગર અંતરના ઉપાદાન સ્વરૂપની શ્રદ્ધા થઈ શકે નહિ.

પ્રશ્નઃ—સવારે આપે જ કહ્યું હતું કે દેવ-ગુરુ-શાસ્ત્ર કોઈને સમજાવી દેતા નથી!

ઉત્તરઃ—એ બરાબર છે, પણ 'નિમિત્ત નથી' એમ કોણે કહ્યું છે? સત્ સમજવા માટે સત્દેવ-ગુરુ-શાસ્ત્રનું જ નિમિત્ત હોય, પણ નિમિત્ત પરને કાંઈ કરતું નથી. સતમાં સત્ નિમિત્તો આવ્યા વગર રહે નહિ પ્રથમ જો સાચાં દેવ-ગુરુ-શાસ્ત્રને ઓળખીને નિમિત્ત તરીકે ન સ્વીકારે તો બાહ્ય જૈનપણું પણ નથી. વીતરાગ પ્રત્યેની રુચિ પણ તેને થઈ નથી.

"હે નાથ! હે દેવ! તારી ભક્તિ પાસે અમને ઇન્દ્રપદ, કામધેનુ ગાય, ચિંતામણી રત્ન, કલ્પવૃક્ષ કે ચક્રવર્તીનાં રાજ્ય એ બધું

સડેલા તરણાં સમાન લાગે છે" આવા ભાવપૂર્વક અરિહંતદેવની ભક્તિ ગણધરો અને ઈન્દ્રો પણ કરે છે; તેઓને આત્માનું ભાન છે પણ હજી પૂર્ણદશા થઈ નથી ત્યાં વચ્ચે શુભરાગ આવી જાય છે, અંતરમાં તેઓ સમજે છે કે 'આ શુભરાગ છે તે મારૂં સ્વરૂપ નથી, આ શુભરાગ ટાળીશ ત્યારે વીતરાગતા થશે' આ રીતે દેવ-ગુરુ-ધર્મ તરફનો શુભરાગ આવ્યા વગર રહેતો નથી પણ તે શુભરાગથી ધર્મ થતો નથી

ત્રણલોકના નાથ જેને વિચિક્ષણજ્ઞાન (કેવળજ્ઞાન) પ્રગટ્યું છે તેઓ અને તેમના અનુયાયીઓ સિવાય ત્રણકાળમાં સત્‌ને કોઈએ કહ્યું નથી અને કહી શકશે પણ નહીં, એવા વીતરાગદેવની જેઓ શ્રદ્ધા જ્ઞાન કરતા નથી અને ક્રિયા પણ સુધારતા નથી એટલે કે રાગની દિશા બદલાવતા નથી તે તો વ્યવહારે પણ જૈન નથી

પ્રશ્ન —આપ કહો તો બે પાંચ જાતની લીલોતરી છોડી દઈએ પણ અમને જૈનમાં તો રાખો!

ઉત્તર —અરિહંતદેવ અને પરમગુરુને ઓળખે નહિ અને અંતરથી તેમની ભક્તિનો ઉલ્લાસ ન જાગે, તેમને માટે તન-મન-ધન ન લગાવે ત્યાંસુધી તો જૈનપણું વ્યવહારે પણ નથી અને તે પોતાના ભાવરૂપી અનંતી લીલોતરીને ઊંધા ભાવમાં કચરી નાંખે છે. આ આત્મા પોતે લીલોછમ આનંદમૂર્તિ વીતરાગસ્વરૂપ છે તે વીતરાગની ભક્તિ ન કરે તેમાં આત્માનો આનંદ હણાય છે અને તે જ આત્માના લીલાછમ સ્વરૂપની હિંસા છે અરે! તું સાચા દેવ-ગુરુને માનતો હો તો તારી પેદાશનો આઠમો-દસમો ભાગ પણ દેવ-ગુરુ-ધર્મની પ્રભાવના વગેરેમાં કાઢ્યો છે કે નહિ? જે પોતાના ભાવની ક્રિયા પણ સુધારતા નથી તે વીતરાગના ભક્ત નથી

ધ્યાન રાખજો! આ વાત એકલા પુરુષોને જ લાગુ પડતી નથી પરંતુ બૈરાંઓને પણ સરખી જ લાગુ પડે છે બાયડીને દાગીના કરાવી દીધા તો તે ઉપર બાયડીનો કાંઈ હક્ક ખરો કે નહીં? બાયડીને કોઈ દાનાદિકમાં ખર્ચવું હોય તો ખર્ચી શકે કે નહીં? ઘણી બાયડી

પામે મૂડી હોય પણ ખરચવા માટે નહિ, એ મૂડી તો એમ ને એમ પડી રહે અને ખર્ચ્યા વિના મડદું થઇને ચાલી જાય મસાણમાં, તથા પુણ્ય પણ મડદું થઇને જાય મસાણમાં-મને મસાણમાં જાય, અને પૈસા-દાગીના બધું પડ્યું રહે તેના ઠેકાણે! પણ ભાના દીકરા જીવતાં કાંઈ ખરચે નહીં.

દેવ-ગુરુ-ધર્મને માટે કાંઈક કરવાની વાત આવે ત્યાં બહાનાં કાઢે છે, અને આ બંગલા-મોટર વગેરેમાં હજારો રૂપીયા ખરચે છે તે ક્યાંથી લાવ્યો? ધર્મની વાત આવે ત્યાં કહે અમારી પાસે એટલું બધું ધન નથી-વાહ! તારી ઊંધાઈ? છોકરાનું સગપણ વગેરેમાં લાંબો વિચાર કરે, બે વર્ષ પછી 'હોળીનો હારડો' દેવો પડશે એમ આગળથી યાદ કરે પણ દેવ-ગુરુ-ધર્મને માટે કદી વિચાર કર્યો? તેમનો મહિમા, પ્રભાવના વગેરે માટે કાંઈ કરવાનો ભાવ પણ કદી આવે છે, કે માત્ર લુખી વાતો જ કરો છો? દેવ-ગુરુ-શાસ્ત્રની પ્રભાવના ભક્તિ માટે જેને ઉલ્લાસ નથી આવતો તે વીતરાગના ભક્ત નથી.

વીતરાગના ભક્ત હોય તેને દેવ-ગુરુ-શાસ્ત્રની પ્રભાવનાદિ કાર્યોમાં તન-મન-ધન ખર્ચવાનાં ટાણાં આવે તો ઉલ્લાસથી ઊછળી પડે કે-" અહો! ધન્ય ટાણું! ધન્ય આ પ્રસંગ! ધન્ય દેવ-ગુરુ-શાસ્ત્ર! દેવ-ગુરુ-શાસ્ત્રથી અધિક શું છે? મારા હાથે દેવ-ગુરુ-ધર્મની પ્રભાવના થઇ, ધન્ય જીવન!" આમ તન, મન, ધનથી ઉલ્લાસપૂર્વક જે દેવ-ગુરુ-શાસ્ત્રની ભક્તિ કરતા નથી તેનું જીવન અફળ છે!

કોઈ વીતરાગી દેવ-ગુરુ-ધર્મને માટે તન, મન, ધન ખર્ચે નહીં અને બચાવ કરવા ખાતર કહે કે "ભાઈ! વીતરાગનો માર્ગ તો વીતરાગથી જ ચાલી રહ્યો છે એમાં અમારું શું ગજું? શાસનના પુણ્ય અલૌકિક છે તેથી જ શાસન ચાલી રહ્યું છે." તો તેને કહે છે કે-તારા બાયડી-છોકરાં પણ પુણ્યથી જ 'શોભા' પામી રહ્યાં છે છતાં તેમાં શા માટે મહેનતનો અંત કરે છે? ત્યાં તો ઉલ્લાસથી બધું કરે છે અને અહીં કોરી વાતો કરવી છે? ભાઈ, શાસન તો તેના

પુણ્યથી નથી જ રહ્યું છે, પણ તું અશુભ રાગ ટાળીને શુભભાવ કરને! જો વીતરાગ દેવને માનતા હો તો અશુભરાગની દીશા પલટાવીને દેવ-ગુરુ-શાસ્ત્ર માટે ઉલ્લાસપૂર્વક તન-મન-ધન લગાવો. માત્ર કોરી વાતોથી-શુષ્ક વાતોથી પાંચ અજ્ઞાની આળસુ માણસોની સાથે સંબંધ રાખવા 'પ્રમાદના ગોર' જેવા બનીને બાહ્યજૈની બનવા માગો છો, પણ અંતરના ભાવ વગર સાચું ફળ આવશે નહીં, અને આ અવસર (મનુષ્યદેહ) ચાલ્યો જશે ત્યારે તમે જ પશ્ચાતાપ કરવાના છો.

પ્રથમ ગૃહીતમિથ્યાત્વ દશામાં ઊંધી માન્યતાથી કુદેવાદિમાં તન-મન-ધન વગેરે લગાવતાં હતા અને હવે સુદેવ-ગુરુ-ધર્મ માટે તેના કરતાં અધિક નથી ખરચતા, તો શું જૈનમતમાં આવવાથી તમારી શક્તિ ઉલટી ઘટી ગઇ? કે કપટવડ માત્ર લોકોને દેખાડવા જૈની થયા છો? કે તમને ત્રિલોકિનાથ પરમાત્મા અરિહંતનું સાચા-પણું-મોટાપણું ભાસ્યું નથી? અથવા તો તમને દેવ-ગુરુ-ધર્મની ભક્તિનું કાંઈ ફળ દેખાતું નથી? આટલાં પડખાં મૂકયાં છે, કયાંક પણ જીવ અટકયો છે, નહિતર દેવ-ગુરુ-ધર્મની ભક્તિ, બહુમાન આવ્યા વગર રહે નહીં. સાચાં દેવ-ગુરુ-શાસ્ત્રની ભક્તિમાં મનનાં નિમિત્તોનું બહુમાન છે તેમાં ઊંચા શુભભાવનું મહાન ફળ છે. સંસારના કાર્યોનું ફળ ચોરાશીમાં નરકાદિ ગતિમાં અવતાર મળશે, અને આ સાચા દેવ-ગુરુની ભક્તિનુ શુભ ફળ આવ્યા વગર રહેશે નહીં.

વળી કાં તો તમને સર્વજ્ઞદેવનું સાચું રહસ્ય ભાસ્યું નથી તેથી તમે ઉલ્લાસપૂર્વક ભક્તિ વગેરેમાં તન-મન-ધન લગાવતા નથી; જો તમને સર્વજ્ઞદેવનુ ખરેખર સાચપણું ભાસ્યું હોય તો તમને સ્વય ઉત્સાહ કેમ થતો નથી? "અહો! અમારો અવતાર ધન્ય છે કે અમને દેવ-ગુરુ-ધર્મની ભક્તિ-પ્રભાવનાનો પ્રસગ પ્રાપ્ત થયો! આ તો અમારૂં જ કાર્ય છે, ધન્ય! ધન્ય! અમારા હાથમાં આ કાર્ય આવ્યુ તે અમારા ધનભાગ્ય છે!" આ રીતે સ્વયઉત્સાહરૂપ તમે કેમ નથી પ્રવર્તતા? જો દેવ-ગુરુની સાચી પ્રીતિ થઈ હોય તો તે કાર્યોમાં ઉત્સાહથી તન મન ધન-કાળ જ્ઞાન વગેરે લગાવવાં જોઇએ.

જો તમને સત્‌ની રુચિ થઈ હોય તો 'સત્‌ની વિશેષ જાહેરાત થાય તો જગતના જીવોને સત્‌નો લાભ થાય' એવી ભાવનાથી યથાર્થ રીતે તમે સુખરૂપ દેવ-ગુરુ-ધર્મની પ્રભાવના વગેરેમાં કેમ પ્રવર્તતા નથી? અમે તો કહીએ છીએ કે તમને દેવનું સાચપણું જ ભાસ્યું નથી. અહીં પ્રભાવના વગેરેમાં સુખરૂપ (પોતાના હર્ષથી) પ્રવર્તવાનું કહ્યું છે, કોઈના કહેવાથી, કાયદાથી, નાતના પ્રબંધથી-ચૂલાવેરો ભરવા વગેરે પ્રકારે પ્રવર્તે તે નહીં, પણ પોતે જ ભક્તિથી દેવ-ગુરુ-ધર્મની પ્રભાવના વગેરેમાં ઉત્સાહથી પ્રવર્તે.

જેમ રોગીને દવા કરવી ન રુચે તો તેનું મરણ નજીક આવ્યું ભાસે છે તેમ તમને દેવ-ગુરુ-ધર્મને માટે ઉલ્લાસ નથી આવતો તો તમારું ભવિષ્ય બૂરું છે દેવ-ગુરુ-ધર્મને માટે જે લોભ કરે છે તેના જેવો કપટી બીજો કોઈ નથી. વીતરાગદેવે જેને સ્વીકાર્યા કે "આ પ્રાણી લાયક છે" તેના જેવું ઉત્તમ બીજું શું? અને વીતરાગની વાણીમાં જેને નકાર્યા કે 'આ પ્રાણી લાયક નથી' તો તેના જેવો હલકો બીજો કોણ?

જેમ કોઈ કૂલટા સ્ત્રી પર પુરુષને પોતાનો ધણી માની તેની ભક્તિ વગેરે કાર્યો કરતી હતી, તેને મારું સારું જમાડતી હતી; અને લાંબે કાળે કોઈ ભાગ્યોદયથી તેને પોતાનો સાચો ધણી મળ્યો, ત્યારે તે સ્ત્રી પ્રથમ જે ઉત્સાહ પર પુરુષ માટે કરતી હતી તે પોતાના સાચા ધણી માટે બની શકે છતાં ન કરે, પ્રેમ અને ઉત્સાહરૂપ ન પ્રવર્તે તો તે કૂલટા જ છે, તેને તેના સાચા ધણીની પ્રીતિ જ નથી: એવી રીતે તમે પણ પ્રથમ દશામાં મિથ્યાદેવ-ગુરુ માટે તથા ઘર સંસારને માટે ઉત્સાહરૂપ કાર્યમાં પ્રવર્તતા હતા અને હવે ઘણા મહાન ભાગ્યે સાચા દેવ-ગુરુ શાસ્ત્ર મળ્યા-સાચા સ્વામી જિનદેવની પ્રાપ્તિ થઈ કે જેનાથી સુખ મળે-જન્મમરણનાં દુઃખ ટળે તેમની પ્રાપ્તિ થઈ અને તમે તન-મન-ધનથી તેમની ભક્તિ આદિમાં નથી પ્રવર્તતા તો તમે પણ પેલી કૂલટા જેવા જ છો, કૂલટાની જેમ તમારામાં મહા ખોટાપણું-મિથ્યાપણું છે. પોતાને ધર્મી કહેવડાવે, વીતરાગનો સેવક

કહેવડાવે અને વીતરાગદેવના કાર્યો હર્ષરૂપ ન કરે એ તો ભારે ગજબ છે!

ગ્રંથકાર કહે છે કે-ભાઈ! તમે વિચાર કરી જુઓ કે આ દોષ તમારામાં છે કે નહિ? અમારે તમને જોરાવરીથી દોષ લગાડવા નથી, પણ તમારા અંતરંગમાં આ જ પ્રમાણે પ્રવૃત્તિ બની રહી હોય તો તમારા ઘેર દોષ અવશ્ય આવશે.

કુદેવ-કુગુરુ છોડીને સાચા દેવ-ગુરુના સંબંધમાં સાચા સ્વરૂપ હર્ષપૂર્વક કાર્યો થતાં ધર્મીપણું આવશે, માત્ર કોરી વાતોથી ધર્મીપણું આવશે નહીં. પ્રથમ સાચા દેવ-ગુરુની ભક્તિ, બહુમાન વિનય એ બધું હોય તો ખરૂં, પણ કેટલાક તો તેમાં જ ધર્મ માનીને અટકી પડ્યા છે, તે યથાર્થ વસ્તુ સમજતા નથી અને કેટલાકે જિનદેવની ભક્તિ વગેરે મૂળમાંથી જ ઊડાડી દીધી-તે પણ વાસ્તવિક તત્ત્વ સમજ્યા નથી. પ્રથમ કુદેવ-કુગુરુની માન્યતા છૂટીને સાચા દેવ-ગુરુ-ધર્મને માનવાથી અશુભભાવ ઘટીને શુભ વધી જાય છે. જેવા દેવ-ગુરુ-શાસ્ત્રની ભક્તિ આદિના શુભ પરિણામ કરે તેનું ફળ શુભ આવશે. સાચા દેવ-ગુરુ-શાસ્ત્રને માને તેને પૂર્વના પાપ હોય તો ઘટી જાય અને પુણ્ય વધી જાય છે અને તે બન્ને રહિત આત્માના સ્વરૂપની ઓળખાણ કરવી તે વર્તમાન અપૂર્વ ધર્મ છે.

એ ખાસ ધ્યાનમાં રાખવું કે પુણ્ય-પાપ તથા ધર્મ એ કોઈ પૈસાથી થતા નથી. પૈસા જડ વસ્તુ છે, તેનાથી આત્માનો ધર્મ તો થાય નહિ જ, પરંતુ પૈસાથી પુણ્ય થતું નથી તેમ જ પૈસાથી પાપ પણ થતું નથી. પૈસા આવવા કે જવા તે બધી જડની ક્રિયા છે, તેનો કર્તા જડ છે, આત્મા તેનો કર્તા નથી. અને આત્માને તે જડની ક્રિયાનું ફળ નથી. જડથી ભિન્ન અને પુણ્ય-પાપના વિકારથી પણ ખરેખર જુદા ચૈતન્યસ્વભાવની સાચી ઓળખાણપૂર્વક શ્રદ્ધા-જ્ઞાન અને સ્થિરતા તે જ ધર્મ છે. અને પૈસા વગેરે તરફની તીવ્ર તૃષ્ણાના પાપ ભાવને ઘટાડીને તૃષ્ણા ઓછી કરે તો તે ભાવથી પુણ્ય થાય છે જીવ અશુભ ભાવ છોડી તૃષ્ણા ઘટાડવાનો ભાવ કરે ત્યારે

ધન વિગેરે ઉપરનો લોભ મંદ થતાં ધન આદિ ખરચાય એવો ઘણે ભાગે નિમિત્તનૈમિત્તિક સંબંધ હોય છે તથા પૈસા વગેરે ઉપર તીવ્ર તૃષ્ણા કરે તો તે ભાવથી પાપ થાય છે. આ રીતે આત્માના પરિણામથી જ ધર્મ કે પુણ્ય-પાપ થાય છે. ધર્મ તે આત્માની શુદ્ધ ક્રિયા છે, પુણ્ય-પાપના ભાવ તે આત્માની અશુદ્ધ ક્રિયા છે અને પૈસા વગેરેનું આવવું-જવું તે જડની ક્રિયા છે. આત્માની ક્રિયાનો કર્તા આત્મા છે, જડની ક્રિયાનો કર્તા જડ છે. આત્મા અને જડ બંને જુદા પદાર્થો છે, તેઓ એક બીજાનું કાંઇ કરી શકે નહિ.

આ પ્રમાણે જડ અને ચેતન બંને પદાર્થો જુદા છે તથા તેમના કાર્યો જુદાં છે એટલું સમજ્યા પછી જીવ પોતાના પરિણામ તરફ જુએ છે. પોતાના પરિણામમાં પાપભાવથી બચવા માટે પુણ્યભાવ આવે છે તે પુણ્યભાવ પણ વિકાર છે, અને તે વિકાર રહિત અવિકારીભાવ અર્થાત્ આત્માના સ્વરૂપની સાચી સમજણરૂપ ભાવ તે જ ધર્મ છે, એમ ધર્મ અને પુણ્ય વચ્ચેનો તફાવત છે તે સમજવું જોઇએ. ધર્મના ઉપાય સાચી સમજણ કરવી તે જ છે, પુણ્ય તે ધર્મનો ઉપાય નથી કેમકે પુણ્ય તે વિકાર છે અને ધર્મ તો અવિકારી છે, વિકાર કરતાં કરતાં અવિકારીપણું કદી થાય નહિ

પહેલાં સંસાર તરફના અશુભ પાપભાવને ફેરવીને સત્ દેવ-ગુરુ-ધર્મને ઓળખીને તે તરફના શુભભાવ જીવ કરે ત્યારે ગૃહીત-મિથ્યાત્વથી છૂટે છે. પરંતુ સત્ દેવ-ગુરુ-ધર્મ તરફના શુભરાગથી ધર્મ થઇ જતો નથી દેવ-ગુરુ-ધર્મને ઓળખીને ગૃહીતમિથ્યાત્વ તો જીવે અનંત વાર છોડયું, છતાં નિજ આત્માનું સાચું સ્વરૂપ સમજ્યો નહિ અને પુણ્યથી ધર્મ થાય એવી સૂક્ષ્મ મિથ્યા માન્યતા છોડી નહિ તેથી ધર્મ થયો નહિ, અને અનંત સંસારમાં રખડયો. પ્રથમ દેવ-ગુરુ-ધર્મને બરાબર ઓળખ્યા પછી, દેવ-ગુરુ-ધર્મથી ભિન્ન અને તે તરફના શુભભાવથી પણ પરમાર્થે જુદાં એવા પોતાના આત્માને ઓળખીને તેની શ્રદ્ધા અને સ્થિરતા કરવી તે જ ધર્મ છે અને તેનાથીજ અનંત સંસારનો નાશ થઇ અવિનાશી સુખની પ્રાપ્તિ થાય છે.



# શુદ્ધિપત્રક.



| પાનું—લીટી | | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭ | ૮ | જોઇએ | — |
| ૧૭ | ૨૫ | પરંતુ તે | પરંતુ તેમાં ધર્મ માને તે |
| ૧૮ | ૨૭–૨૮ | અનુવની | અનુભવની |
| ૧૯ | ૨૭ | પૂંછડી જેમ | પૂંછડીની જેમ |
| ૨૨ | ૧૪ | ધર્મના | ધર્મની |
| ૪૨ | ૨ | મિથ્યાત્વને | મિથ્યાત્વનો |
| ૫૧ | ૧૧ | જેવા ખાનદાન | જેવા કોમળ અને ખાનદાન |
| ૫૨ | ૭ | આળોટતો | ગર્જતો |
| ૫૩ | ૧૨ | અને | પણ |
| ૫૪ | ૨૬ | કપાયતા | કપાયના |
| ૬૦ | ૫ | તેમ જ આત્માને | તેમ જ તેના આત્માને |
| ૬૫ | ૯ | જેણે | જેને |

